પહેલાં જ દસકામાં આ લેખિકા ચીનની અગ્રગણ્ય સ્ત્રી લેખકોની હરોળમાં પહોંચી ગઈ. જાગ્રત પ્રજાનું વિરાટ સ્વરૂપ જોઈને હેબતાઈ ગએલ ચીની મૂડીવાદે ક્રાંતિને દગો દીધો અને દુશ્મન જોડે સમાધાન કર્યું. આજ સુધી રાષ્ટ્રીય સંસ્થાનું ગૌરવવંતુ સ્થાન ભોગવતી કોમીંટાંગ તેનું વાજિંત્ર બની ગઈ તેણે ક્રાંતિકારીઓ પર દમનનો કોરડો વીંઝ્યો અને બીજા અનેક નવલોહીયા કળાકારોની માફક શ્રીમતી હે-પીગ-યીંગને પણ દેશવટો સ્વીકારવો પડ્યો. એ જાપાન પહોંચ્યા ત્યારે લુ-શુન અને કો-મો-જો જેવા ચીની પ્રગતિશીલ સાહિત્યના નેતાઓ પણ ત્યાં જ હતા. પોતાની ખરચશક્તિના જોરે લેખિકાએ જાપાનની વિદ્યાપીઠમાં ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કર્યું. પરન્તુ જાપાની પોલીસે તેમને સુખે રહેવા ન દીધા. એક ઝડતી વખતે તેમની 'મારું કોલેજ જીવન' નામની હસ્તપ્રતો ખૂંચવી ગયા અને તેમના જીવનનો એ ભાગ ફરી લખાયો જ નહિ. આ પુસ્તકનો બીજો અને ત્રીજો ભાગ સન ૧૯૩૦ માં લખાયો હતો. આ પુસ્તક ચીની ભાષામાં સન ૧૯૩૬માં પ્રસિદ્ધ થયું અને અંગ્રેજીમાં સન ૧૯૪૩માં પહેલા જ વરસમાં તેની ચાર આવૃત્તિઓ કાઢવી પડી !

આજનું હિંદ અને પંદર વરસ પહેલાના ચીનમાં ઘણું સામ્ય છે, એ જમાનાની ટક્કર ઝીલતી એક ચીની બાળાની આત્મકથામાંથી ગુજરાતના સ્વાતંત્ર્ય પ્રેમીઓને પ્રેરણા મળશે એવી આશા સાથે આ અનુવાદ તેમની સમક્ષ રજૂ કરું છું.

# ક્રમ

## ૧ મોટી માએ કહેલી વાત

બારીએ ચોંટાડેલ કાગળના પડદામાંથી મીઠો મીઠો પવન સતત આવ્યા કરતો હતો, છતાં ય એ પાનખરના દિવસોમાં ઉનાળા કરતાં ય વધારે ગરમી લાગતી હતી. નાનકડી ચકલી–એ મારું હુલામણાનું નામ હતું–પરસેવેથી રેબઝેબ બની ગઇ હતી. આજે મારી બાએ મને ખૂબ ખૂબ મારી હતી; અરે હજીય મારી પીઠ પરના એના સોળ તમતમતા હતા. સૌમ્ય ચાંદનીના આછા અજવાળામાં મારું મોં અત્યંત ફિક્કું અને દુઃખી લાગતું હશે.

અચાનક મેં ફરી ડૂસકા ભરવા માંડયાં અને આખરે તો ભેંકડો જ તાણી દીધો.

'શ'મા, મારી સોનાની રાણી. તારી બા સાંભળશે તો તને ફરી ઢીબી નાખશે.'

મને ફોસલાવી પંપાળીને હસતી રમતી કરી દેવાનો મારી માએ પ્રયાસ કર્યો.

'હું–હું કંઈ મારથી બીની નથી. મને ભલેને બા જાનથી મારી નાખે!' જાણી જોઈને બાને ખીજવવા માટે ઘાંટો પાડીને બોલી. પાસેના ઓરડામાં જ બા હોવા છતાં ય તેણે સાંભળ્યું ન સાંભળ્યું કરી નાખ્યું.

'મારી ડાહી દીકરી છોને તું ? હવે તો તારે તારાં તોફાન બંધ કરવા જોઈએ.' મોટી મા બોલ્યાંઃ 'તારે એટલું તો સમજવું જોઈએને કે તારી બાએ તારે માટે કેટકેટલી મુસીબતો વેઠી છે. તારા ગળામાં પૈસો અટકી ગયો હતો તે યાદ આવે છે! બે ઘડી તો સૌને લાગ્યું કે તું મરી જ ગઈ. તારી આંખો ચકળવકળ થવા લાગી ને મોંમાં ફીણ આવી ગયા ત્યારે તારી બાના તો હોશકોશ જ ઊડી ગયા હતા. ખરે તડતડીએ ઉઘાડે પગે ઊંચો ડુંગર ચડીને તારે માટે દાક્તર લઈ આવી'તી. લગભગ સાત માઈલ ચાલી હશે; એ બિચારી અડધી ગાંડી થઈ ગઈ'તી, દાક્તરને પગે વળગીને કરગરવા માંડી, 'મારી ચકલીને બચાવો તો તેને બદલે મારો પ્રાણ કાઢી આપવા તૈયાર છું હું.' અને અંતે જ્યારે પૈસો ગળે ઊતરી ગયો ત્યારે તેના મનમાં ચટપટી લાગી હતી કે તારા પેટમાં ત્રાંબુ ગયું છે તેનું ઝેર તારા લોહીમાં જશે તે ખાસ પગી દોડાવીને તેણે પાઉંગ ચીંડા શહેરમાંથી જડીબુટ્ટી મંગાવી હતી. અને જ્યારે જ્યારે તું ખરચુ બેસતી ત્યારે એ ધ્યાન દઈને પૈસો શોધ્યા કરતી'તી.

'બીજીવાર તું છાપરે ચડીને કાબરનો માળો ઉતારતી'તી ત્યાં પડી ગઈ અને ખોપરી તોડી આવી. કેટલાય વખત સુધી તું ટાઢી તરબોળ બનીને પડી રહી'તી, બાપ! શ્વાસ પણ બંધ થઈ ગયો'તો. તારી બાની આંખમાંથી તો જાણે આંસુ જ ખૂટતાં નહોતાં. શહેરમાંથી દાક્તરને

.તેડવા માણસ મોકલ્યો અને કુળદેવતાને પગે પડીને તેણે પ્રાર્થના કરીઃ 'હે દેવીમા! મારી ચકલી દુઃખ વેઠવા જ સરજાઇ હોય, તો ભલે એ દુઃખના ડુંગરા મારા પર આવી પડે. હું તેને હસતે મોંએ ઝીલી લઇશ. પણ માડી મારી ચકલીનું રક્ષણ કરો, એને સાજી નરવી કરી દો. એને બદલે મારા પ્રાણ લો.' ખરેખર ચકલી, આ બધી વાતો તારે ભૂલવી ન જોઇએ.'

હું તો ક્યારનીય રોતી બંધ થઇ ગઈ હતી અને મોટી માની વાતો સાંભળવામાં તલ્લીન બની ચૂકી હતી.

એક ઊંડો નિસાસો નાખીને મોટી માએ આ પુરાણ આગળ ચલાવ્યુંઃ 'તું ખરેખર બહુ જ આળવીતરી છો. મને તારું શું કરવું એ જ સમજાતું નથી. તું પેટમાં રહી તે મહિનાથી જ તારી બાના પેટમાં એક દાણો પણ ટકતો નહોતો. પાણીનો ઘૂંટડો પીએ કે વાલનો દાણો મોંમાં નાખે કે તરત ઊલટી થઇ જ સમજો. આખો વખત બિચારીનું પેટ માથું દુખ્યા જ કરે. છેલ્લા બે મહિના તો એટલા આકરા ગયા કે તેને વારંવાર આપઘાત કરવાનું મન થઈ જતું, પણ બીજી જ ઘડીએ તેને તારા ભાંડરડાનો વિચાર આવતો. તારા ત્રણ ભાઇ ને એક બહેનને કોણ ઉછેરશે? દિલ કઠણ કરીને બાપડીએ તારો ભાર સહન કરે રાખ્યો.

'પૂરા દિવસ થયા અને તારે આ દુનિયામાં આવવાનો વખત થયો ત્યારે તો તારી બાને માટે એ જીવન-મરણનો

મવાલ હતો. બબ્બે દિવસથી દુઃખાવો ઊપડચો હતો. ન ઊઠી શકે કે ન બેસી શકે. ભાતનો કોળિયો તો શું ટીપું પાણી ય ગળે ઉતારવું ભારે થઈ પડચું હતું. બે દિવસ સુધી તરફડિયા માર્યા ત્યારે માંડ બેનબાનું માથું દેખાવા માંડયુ. મને થયું કે હાશ હવે આ છેલ્લી વીણ છે. મેં તો તને ઝીલવાની તૈયારી ય કરવા માંડી. પણ તું માનીશ, ચોવીસ કલાક વીતી ગયા તો ય તારા કાળા ભમ્મર વાળ સિવાય બીજુ કશું દેખાય જ નહિ! તારી બા હવે ઝાઝું નભે તેમ તો હતું નહિ અને તારા બાપા ય ઘેર ન મળે. મારે કરવું શું ? તારી બાને રેઢી મેલીને થોડુ જ જવાય છે! એ તો તારી નાની મા સુયાણીને લઈને આવી પહોંચ્યા એટલે લાજ રહી. તારી પહેલાં આ ઘરમાં તારી બાએ ચચ્ચાર છોકરા જણ્યાં પણ અમે સુયાણીનુ મોં જોયું નહોતું. હું તો એ ડાકણને જોઈને ઊભી ને ઊભી બળી મરી, પણ આમ તો એકાદ વીણ આવી ન આવી કે ટપ લઈને બાળક પડતું હોય, આટલા દિ' ટટળાવીને જ કુંખમાં રહેતું બાળક કોઈએ સાંભળ્યું છે? અને ઉપરથી કાળમુઈ મને કહે કે હવે કોઈ આશા નથી. સાથરો પાથરી દો! –માનીશ નહિ પણ–નખ્ખોદ જાય એ વાલામુઈનુ, એવા કડવાં વેણ કાઢતાં એની જીભ કેમ ન ગળી પડી! 'એ ગમે તેમ હોય પણ બાળકને તો બહાર કાઢવું જ પડશે...' તારી નાની માએ કહ્યુ 'માને બચાવી લો. છોકરુ મરે તો વાંધો નહિ.'

'મારા તો પગ ઢીલા થઈ ગયા હતા. પણ તારી બાનું કાળજું પાકું. ડૂસકું ખાઇને એણે મને કહ્યું કે બાઇજી, દખ્ખણાદા ડુંગરની માનતા લો કે દીકરો આવશે તો એ સોળ વરસનો થશે ત્યારે તેની જાત્રાએ મોકલીશું અને દીકરી હશે તો એને વીસમે વરસે હું જાતે સાથે જઇને એ પવિત્ર પર્વત ચડી આવીશ.'

'આ સાંભળીને મેં ઘૂંટણિયાભેર થઇને ભાવપૂર્વક માનતા કરી. અને ભલું થાય ભગવાનનું કે ત્રીજે દિવસે મળસ્કે તું જન્મી. શું તારો ઘાંટો હતો! આડોશ પાડોશના બધાયને જગાડી દે તેવો. તારી ઝબકતા દીવા જેવી એ આંખો તું ચક્કર ચક્કર ફેરવી શકતી. તારી નાની માએ નિસાસો નાખીને કહ્યું કે આપણાં કરમ એટલાં ઓછાં કે દીકરી જનમી, બાકી આ દીકરો હોત તો મોટો અફસર બનત. એની મારકણી આંખો તો જુઓ.'

'પણ તારી બાથી આ ન સહેવાયું. એણે કહ્યું કે મારે મન દીકરો ને દીકરી બધાં સરખાં જ છે.'

'તારી બાનું તારી પર કેટલું બધું હેત છે એ હવે તો તેં જાણ્યું ને? તે એને આટઆટલું સહન કરાવ્યું તો ય જન્મતાંવેંત એનું વહાલ ઉભરાઈ આવ્યું'તું. હવે તારે કદી ય તેને પજવવી ન જોઇએ. એની વેદનાનો તારે ખ્યાલ રાખવો જોઈએ.'

ત્યારે હું ૭ વરસની હોવા છતાં ય બહુ ચાલાક હતી. મોટી માની આખી ય વાત હું સમજી ગઇ. મારા નાનકડા

મનમાં પ્રસવવેદનામાં પીડાતી બાની તસવીર ખડી થઈ. પણ કોણ જાણે કેમ, બગબર એ જ વખતે એ જ દિવસે મને ઢીબરડી નાખતી બાની છબી પણ મનમાંથી ખસતી નહોતી. ઉપરાંત મારુ નાનકડું મગજ વીજળી વેગે દોડતું હતું. મને શંકા આવી તો ખરી કે મને મારીને બાને બચાવવાના શબ્દો જે નાની માના મોમાં મૂકવામાં આવ્યા છે તે ખરી રીતે તો મોટી મા જ બોલ્યા હશે. પણ મારી મોટી મા મને ખૂબ જ ચાહે છે એ વાત હું જાણતી હતી. અને ભૂતકાળની કોઈ વાતને લીધે તેની જોડે આજે વેર-બાંધવાની મને સહેજ પણ ઇચ્છા નહોતી. વળી સો વાતની એક વાત તો એક હતી કે મારો ભોગ અપાયો નહોતો.

'હં....જો બા મને એટલું બધું ચાહે છે-તો એટલું બધું મારે છે શા માટે ? અમે બાળકો કંઈ માણસ નથી ? તેમને પોતાની મેળે વિચાર શા માટે કરતા અટકાવવા જોઈએ ? મોટેરાની મરજી પ્રમાણે શા માટે હમેશાં તેમણે વાંકા વળતા રહેવું જોઈએ ?' આવા તો અનેક વિચારો મારા મગજમાથી આવી આવીને પસાર થઈ ગયા.

હા. હું કબૂલ કરું છુ કે હું ખરેખર બહુ જ તોફાની છોકરી હતી. મારી બાને મારી પર ડગલે ને પગલે ગુસ્સો આવતો. બા પોતે તદ્દન આપખુદ મિજાજની હતી. અને આસપાસના લોક પર તેની જ આણ ફરકતી. પછી ભલે તે સ્ત્રી હોય કે પુરુષ, ઘરડું હોય કે બાળક. અમારા આખા ગામડા પર-કહે તો સાન પર-તેની સત્તા ચાલતી. પણ

મારી લગામ તેના હાથમાં આવતી નહોતી અને એ જ વાત તેને સદાય ખટકયા કરતી. આ તોફાની બારકસથી કોઈ કોઇ વાર તો એ એટલી અકળાઇ જતી કે મારા બાપુને સંભળાવતી પણ ખરી કે આ બલાને મારાથી કશેક દૂર નાખી આવો. આ પેટ મારું ન હોય. તો કોઇ વાર બોલતી કે વહેલામાં વહેલી તકે આને પરણાવી દઈએ, એટલે ટાઢે પાણીએ ખસ જશે. અને એટલે જ હું ત્રણ વરસની થઈ કે તરત મારું વેવિશાળ મારા બાપુના એક મિત્રના દીકરા વેરે કરી નાખવામાં આવ્યું હતું. હું હજી મારી બાનો ખોળો ખૂંદતી હતી ત્યાં તો બીજાઓને હાથે મારું ભાવી નક્કી થઇ ચૂકયું હતું.

## ૨ મારું કુટુંબ

મારા બાપુ એક ગરીબ ખેતમજૂરના એકના એક દીકરા હતા. મારી દાદીએ મને પોતાના લગ્નની વાત કહી હતી તે આ પ્રમાણે હતીઃ

'મારું પિયર ગરીબ હતુ, પણ સાસરું તો એથી ય વધારે ગરીબ નીકળ્યું. માન કે ખાવા માટે પૂરતા ચોખા હોત તો ય પીરસવા માટે એકથી વધારે તાંસળી નહોતી.'

'એટલે શું મોટી મા ?' મે પૂછ્યું.

'લે. તને માંડીને જ વાત કરું. તારા વડદાદાને છ

દીકરા હતા. એમાં તારા દાદાનો નંબર હતો બીજો. તારા વડદાદા ગુજરી ગયા ત્યારે દીકરા દીઠ બે મૂઠી ચોખા, એક ખાંકડો અને એક તાંસળી મૂકતા ગયા હતા. તારા દાદાનો તમામ વારસો આમાં આવી ગયો માન. તેની પાસે એકથી વધારે તાંસળી નહોતી, એ વખતે મને પરણ્યા હોત તો શું કરત?'

'બીજી તાંસળી ખરીદત.' હું બોલી.

'હા. એક રીતે જોતાં એમ બનત ખરું. તારા દાદા બહુ પ્રમાણિક ને મહેનતુ હતા. એટલે શેઠના એમની પર ચાર હાથ. એણે થોડી મૂડી ભેગી કરી ને સાચવી રાખી એટલે તો એ નવી તાંસળી ય ખરીદી શક્યા એટલું જ નહિ પણ મને આખરે પરણ્યા ખરા. હળવે હળવે અમે કરકોશીર કરીને હળ ખરીદ્યું ને તારા દાદાએ શેઠ પાસેથી થોડુંક કરજ લઈને બળદ પણ લીધો. પછી તો ટુકરો જમીન ખેડવાનું ય શરૂ કર્યું. બબ્બું આ ખેડવાની વાત આવી ત્યાં તારા બાપનું નાનપણે ય સાંભરી આવ્યું. એ સાત આઠ વરસનો હતો ત્યારથી જ એને વાંચવાનો ચસકો લાગી ગયો'તો. સીમમાં ઢોર ચારવા જાય ત્યારે ચોપડી કાંખમાં હોય જ. ગાય ભેંસને રેઢા મૂકીને એ તો વાંચવા બેસી જાય. પછી ભલેને કોઈના કોબી વટાણા ઢોર ચરી જાય. આભ ફાટે તોય એનું રૂંવાડું ન ફરકે.

'એક દિ' એ વાંચતો'તો ત્યારે બળદ ખોવાઈ ગયો. હવે શું મોં લઈને ઘરે પાછો આવે? એણે સીમમાં જ

રખડયા કર્યું. પણ જ્યારે આપણા પાડોશી એ બળદને દોરી આવ્યા ત્યારે તારા દાદા એટલા રાજી થયા કે તારા બાપને એક લપાટે ય ન મારી. એમણે જોયું કે છોકરો ઢોર ચારવા નહિ પણ ચોપડીનો કીડો બનવા જ સરજાયો છે. એટલે એને નિશાળે ભણવા મૂકયો. એમણે કહ્યું કે તારો બાપ ભણવામાં હોશિયાર નીવડશે તો એને સરકારી પરીક્ષામાં બેસાડશે. તારા બાપનો આનંદ તો ગગનમાં ય માય તેવો નહોતો. એણે તો રાત દિ' ભણવા માંડયું, ચાંદાનું અજવાળું ના હોય તો દેવદારની ડાળી સળગાવીને હાથમાં પકડી તે વાંચ્યા કરતો. કોઇ કોઈવાર તો એ એવો મશગૂલ બની જતો કે એના હાથ દાઝી જાય તેનું ય તેને ભાન ન રહેતું.

'શીન આઉ (સન ૧૯૦૧)ની સાલમાં એ રાજધાનીમાં પરીક્ષા આપવા ગયો. એ અવસરને શોભે એવા તેની પાસે કપડાં નહોતા. મેં મારી થીગડાંવાળી બંડી તેને નીચે પહેરવા આપી અને ઉપર એને માટે મે ખાસ શીવેલો નવો કોટ પહેરાવ્યો. તારા દાદા એનો સામાન ઊચકીને સાથે ગયા ત્યારે શહેરની ધર્મશાળાવાળાને લાગ્યુ કે એ તારા બાપના નોકર હશે એટલે એની સાથે સીધી વાતે ય ન કરી. પાછળથી જ્યારે તારો બાપ પાસ થયો અને 'સન્માનનીય સદ્‌ગૃહસ્થ' બન્યો ત્યારે કોઈને ખ્યાલે ય ન આવ્યો કે એનો સામન ઊંચકનાર કુલી આ સન્માનનીય સદ્‌ગૃહસ્થના સન્માનનીય પિતાશ્રી હતા!'

મારા બાપુ વિશે હું અનેક વાતો જાણતી. સરસુબા ચેગ ચી તુંગે હુનાન હુપેહનું વિદ્યાભવન સ્થાપ્યું ત્યારે બાપુ ત્યાં ભણવા ગયા હતા. કનફ્યુશીઅસ અને મેનશીઅસના વિચારોએ તેમના પર ઊંડી છાપ પાડી હતી અને સુગવંશના પંડિતોના ગ્રંથો વાંચવામાં તેમને બહુ જ રસ આવતો. એ કહેતા કે શાણા ગંભીર પુરુષે જંજાળથી દૂર રહેવું જોઇએ. અને જીવનભર પોતે રાજકારણથી દૂર જ રહ્યા. માંચુરીઅન અમલના અંતમાં કવાંગટુંગ અને કવાંગસીના સરસુબાએ અર્થશાસ્ત્રની શાહી પરીક્ષા માટે છ વિદ્યાર્થીઓની ભલામણ કરી. બીજા પાંચ ગયા પણ બાપુ ન ગયા. જૂના વિચારોના એ ચૂસ્ત હિમાયતી હતા. માબાપની આજ્ઞા પાળવાનો આગ્રહ રાખતા. ફિલસૂફ ચેગ કરતા ય તેમની પિતૃભક્તિ ચડી જાય તેવી હતી.

બીજા બધા તરફ એમનું વર્તન એટલું માયાળુ, નમ્ર અને વિવેકી હતું કે એમના વિશે ઊતરતું બોલનાર કોઇ ન મળતુ! પરંતુ એમના બાળકો પાસે એ કડક શિસ્ત પળાવતા. ખાસ કરીને ભણવાની કે બીજાઓ સાથે અદબથી વર્તવાની વાત આવે ત્યારે આકરામાં આકરા શિક્ષકને પણ તે આંટી દેતા. એટલું બાદ કરો તો એમનું અમારા પર ખૂબ વહાલ હતું અને અમારી બા કરતાં એ અમને ખૂબ વધારે લાડ લડાવતા.

નવાઇની વાત તો એ છે કે અત્યંત રૂઢિચૂસ્ત હોવા છતાં ય કેટલાક નવા વિચારોનો એ વિરોધ ન કરતા. દાખલા

તરીકે મારા વચલા ભાઈ માધ્યમિક શાળામાં અંગ્રેજી ભણતા હતા ત્યારે તેમણે તેને પરદેશી ભાષા પણ પોતાની માતૃભાષાની જેમ જ ધ્યાન દઈને શીખવાનો ખાસ આગ્રહ કર્યો હતો. તેઓ પોતે શીનફ્રા-માધ્યમિક શાળાના સત્તાવીસ વરસ સુધી હેડમાસ્તર હતા અને એ દરમ્યાન આધુનિક કોલેજોમાં ભણીને સ્નાતક બનેલા અનેક શિક્ષકોને રાખીને તેમણે જુદા જુદા વૈજ્ઞાનિક વિષયો ભણાવવાનો બંદોબસ્ત કર્યો હતો. અલબત તેઓ સુસંસ્કૃત ભાષાના ખાસ હિમાયતી હતા અને સનાતની નીતિશાસ્ત્રના ઝંડાધારી પણ બનતા. એટલે હું બાપુનો ખોળો ખૂંદતી નાનકડી છોકરી હતી ત્યારથી જ તેમણે મને પ્રાચીન પંડિતોના નિબંધો અને શાસ્ત્રીય કવિતાઓ વાચતી કરી દીધી હતી.

અને મારી બા વિશે કહું તો—ખરેખર એનું વ્યક્તિત્વ અત્યંત જાજરમાન હતું. એ બહાદુર બાઈને ડરાવી શકે એવી ચીજ શોધવી ત્રિલોક ખોળતા ય મુશ્કેલ પડે.

તેની માને એકે દીકરો નહોતો. માત્ર ત્રણ દીકરીઓ જ હતી. મારી બા સૌથી મોટી હોવાને કારણે એ સોળ વરસની થઈ ત્યારથી જ આખા ઘરનો કારભાર તેના હાથમાં આવી ગયો હતો. મારા બાપુને પરણીને તે હેતુસાન આવી ત્યારથી જ તે આ ગામડાની એક જાહેર વ્યક્તિ બની ગઈ હતી. એ અત્યંત હોશિયાર તો હતી જ પણ સાથે સાથે કારભાર ચલાવવાની આવડત પણ તેને વરી હતી. પુરાતન કાળથી સ્ત્રીઓ માટે ચાલી આવતી 'ત્રણ

આજ્ઞાઓ' અને 'ચાર સદ્‌ગુણો' ના આદર્શને પોતે અનુસરતી. (બાળપણમાં બાપની, જુવાનીમાં પતિની અને વૃદ્ધાવસ્થામાં પુત્રની આમન્યામાં રહેવું એ ત્રણ આજ્ઞાઓ અને સુશીલ, ધીમે સાદે બોલવું, સુઘડતા અને કામઢાપણું એ ચાર સદ્‌ગુણો.) એનો પાકો મત હતો કે સ્ત્રી કરતાં પુરુષ જન્મથી ચડિયાતો છે. જૂનવાણી નૈતિક મૂલ્યો તેને પ્રાણથી ય વધારે વહાલા લાગતા. અમારા ઘરમાં તો શું પણ આખા ગામમાં એનો પડયો બોલ સૌને ઝીલવો પડતો. એટલે જ એનું નામ પડી ગયું હતું–હેન્‌-ચુ સાનની સુસોલીની. છતાં ય સૌને તેના માટે માન હતું. ગામની સહિયારી મિલકત સાચવવાની જવાબદારી મારી બાને માથે હતી. એ વિશ્વાસપાત્ર બાઈ તદ્દન પ્રમાણિક હોવાથી અને સેવાભાવ હંમેશાં તેનામાં ઊભરાતો હોવાથી તેની વિના ગામમાં એક તણખલું પણ તોડી શકાતું નહિ. મહાજનની સભામાં કોઈ આંટી પડે તો તરત જ મારી બાને તેડું આવતું અને એના બે બોલ એ આંટી ઉકેલી નાખવા માટે પૂરતા હતા.

તે મક્કમ, એમ કહોને કે જિદ્દી સ્વભાવ લઈને જ જન્મી હતી. લોકો તેનાથી ડરીને તેનું કહ્યું કરતા. ગામની સરમુખત્યાર ઘરમાં તો આપખુદ જાલિમ જ બની ગઈ હતી. બાળકો તેના ગુલામ હતા અને કોઈની મજાલ નહોતી કે તેણે આપેલ સૂચનામાં રજમાત્રે ય ફેરફાર કરે. એક વખત મારા મોટા ભાઈએ તેની વહુને લઈને અમારા ગામથી

એકસો પાંસઠ માઇલ દૂર આવેલ ચી-ચેંગ શહેરમાં ઘર માંડયું. પણ ત્યાં જતાં પહેલાં મારી બાની રજા લીધી નહોતી એટલે તેમને ધરાર પાછા ફરવું પડયું અને મારા મોટાભાઇને ઘૂંટણિયાભેર બેસીને માથે પાણીનો ઘડો ઉપાડવાની સજા સહન કરવી પડી. એ સહેજ પણ હલે તો ઘડામાંથી છલકાઇને પાણી નીચે પડે અને આ બેદરકારી માટે બા મોટાભાઇને મારવા માંડે. આડોશી પાડોશીએ મનાવી ત્યારે જ બા માની અને ભાઇને માફી મળી.

મારા વચલા ભાઇના લગ્ન એક પગ બાંધેલી વહુકણી છોકરી જોડે થયા હતા. તેઓ એકબીજાને જરાય ચાહતા નહોતા. ભાઇએ છૂટાછેડા લેવાની વાત ઉચ્ચારી ત્યારે બાએ ટેબલપર હાથ ઠોકીને એને એટલો ઊધડો લીધો કે બસ. એણે રાડ પાડી કહ્યું: 'સુઆ, શાસ્તર ભણી ભણીને તું એ જ શીખ્યો કે આવું શરમજનક પાપ કરવા તૈયાર થયો છે? બાપની ખાનદાન પેઢી બોળવા બેઠો છે તે લાજતો નથી? તારે છૂટાછેડા લેવા હોય તો પહેલાં મને મારી નાખ. મારા જીવતા આવો વિચાર સરખો યે મનમાં ન લાવતો.'

મારી બાનો જિદ્દી સ્વભાવ ભાઈ બરાબર પિછાણતા હતા. છૂટાછેડા સાથે ઘરમાં મોત નીપજે એ નક્કી હોવાથી બિચારા લોહીની ઊલટી કરી કરીને આખરે મરી ગયા ત્યાંસુધી તેમને મૂંગે મોંએ સહન કર્યા કરવું પડયું.

એમના એકલવાયા જીવન દરમ્યાન બીજી સ્ત્રી તરફ આંખ ઊંચી કરવાની ય એમણે હિંમત કરી નહોતી.

અને મારી બહેન-એ તો બિચારી ગરીબ ગાય જેવી હતી. બાની દેખતા એ ઊંચે સાદે બોલી પણ ન શકતી. અઢારમે વરસે તે લેંગને પરણી. આ જોડી મારી બાએ જ ગોઠવી હની એ કહેવાની જરૂર ન જ હોય. સાસરામાં એને વર, સાસુ અને સસરા તરફથી બહુ જ દુઃખ હતું પણ પિયેર આવીને તો એમ જ કહેતી કે મને સારી રીતે રાખે છે. એને ખબર હતી કે એમ ન કરે તો બાની તરફથી સહાનુભૂતિ મળવી તો દૂર રહી પણ સાસરીઆંની નિંદા કરીને કુભારજાનું કામ કરવા માટે વડકા સાંભળવા પડત એ તો જુદાં જ. અમે ઉકરડે જતાં એકલાં પડતાં ત્યારે એ રોઇ પડતી અને મને પોતાની આપવીતી સંભળાવતી. મેં એને પથારીમાં હીબકાં ભરતી ય જોઇ છે.

મારો નાનો ભાઇ પણ આમ તો આજ્ઞાંકિત હોવા છતાં ય પોતાનું કામ કેવી રીતે કઢાવી લેવું એ વધારે સારી રીતે જાણતો હતો. કોઇ કોઇ વાર તો એ મારી બાનો બોલ ઉથાપતો ય ખરો. પોતાની ઈચ્છા પૂરી કરવા માટે એ નવી નવી તરકીબો ય અજમાવતો.

અને હું ? મને કબૂલ કરતાં શરમ થાય છે કે હું માત્ર બંડખોર જ હતી.

## ૩ બાળપણનાં મીઠાં સ્મરણો

ઘરમાં હું સૌથી નાની હતી. મારી બેન મારી કરતાં દસ વરસે મોટી હતી. એ પરણી ત્યારે હું ફક્ત આઠ વરસની જ હતી. મારા ભાઇઓમાંથી મોટા બે તો બાપુ જોડે શીન-ફાની નિશાળમાં ભણવા જતા. થોડા વખતમાં જ મોટાભાઈને શિક્ષકની નોકરી મળી ગઇ અને એ આખા વરસમાં બે વખત અમારે ગામડે આવતા.

શિયાળા ઉનાળાની રજાઓ એટલે આખા કુટુંબના પુર્નમિલનના દિવસો. તેની ખુશાલીમાં શિયાળો બેસતાં જ બા મચ્છીની સૂકવણી અને બીજી વાનીઓ તૈયાર કરી રાખતી. મારા બાપુ અને ભાઇઓની રજાઓની મને આજે ય અદ્દેખાઈ આવે છે. જ્યારે જ્યારે અમને તેમનો કાગળ મળતો કે અમે ફલાણા ફલાણા દિવસે આવીશું ત્યારે અમને એટલો આનંદ થતો કે એક બે રાત તો ઊંઘ જ ન આવતી. બા સરસ મજાની રસોઈ કરતી અને મને નવાં નવાં કપડાં પહેરાવી કહેતી: 'ચકલી! જો નવાં કપડાં ગંદાં ન કરીશ. તારા બાપુ તારે માટે મીઠાઇ લાવશે અને તારા ભાઇઓ તને રમકડાં આપશે.

એ શહેર અમારા ગામથી ૩૦ માઈલ દૂર છે અને

વચમાં બે ડુંગરા ઓળંગવા પડે છે. બાપુ ડોળીએ ચડીને આવતા અને હમાલ સામાન ઉપાડતો. ભાઈઓએ ટૂંકી બંડીઓ પહેરી હોય અને પગમાં ચીંદરડીના ચંપલ હોય. બાપુની ડોળી પાછળ તેમને એટલું ઉતાવળા ઉતાવળા ચાલવું પડતું કે હાંફ જ ચડી જાય. કોઈ કોઈ વાર મારી બા મને આગળીએ વળગાડીને ઉંબરા પર ઊભી ઊભી તેમની વાટ જોતી. બપોરથી સાંજ સુધી અમે ઊભા રહેતા અને આખરે જ્યારે દૂર દૂરથી ડોળી દેખાતી ત્યારે એ બોલી ઊઠતી: 'ચકલી, જો તારા બાપુ આવ્યા!'

બા અંદર જઈને ચાનુ આંધણ મૂકે એટલી વારમાં હું બાપુને મળવા બે ખેતરવા સામી દોડી જતી, ત્યારે કાળિયા કૂતરા જોડે મારે હરીફાઈ થતી. સાધારણ રીતે તો ત્યારે બાપુ ડોળીમાં હોય જ નહિ. અમારા ઘરથી ત્રણ માઈલ દૂર હોય ત્યારથી જ એ પગપાળા ચાલવા માંડતા, કારણ ત્યાંથી અમારા બાપદાદાની કબરો શરૂ થતી અને તે પૂરી થાય ત્યારે સગાવહાલાંઓના ઘર આવતાં. આવી જગા પાસેથી ડોળીએ ચડીને પસાર થવું એ અવિવેક કહેવાય.

'બાપુજી ! મીઠાઈ ક્યાં ?'

નાનકડો વાંદરો ઝાડ પર ચડે તેમ હું બાપુના ખભાપર ચડી જતી. અને કાળિયો કૂતરો ય પૂંછડી પટપટાવતો બાપુની તરફ કૂદકા મારતો. મારો વચલો ભાઈ કૂતરાને મારીને દૂર ખસેડવાનો પ્રયત્ન કરતો ત્યારે બાપુ તેને

રોકતાઃ 'એને હાંકી ન કાઢ. રહેવા દે. એ આપણી ચકલી જેવો જ છે. એને પણ આપણું સ્વાગત જ કરવું છે.'

બધા હસી પડતા. હલાલનું મોં પણ હસુ હસુ થઇ જતું. પણ મને ખુશી ન થતી અને હું મોં ફુલાવતી. બાપુ મારી સરખામણી એક કૂતરા સાથે કરે એ મને ન ગમતું.

ઘણીવાર હું સામે લેવા જતી ત્યારે બાપુ મને ઊંચકીને ઘરે લાવતા. શિયાળામાં મને શરદી ન લાગે એટલા માટે પોતાના રૂંછડાવાળા કોટમાં લપેટી લેતા. ઘરે આવતા વેંત મારા ભાઇઓ મને રમકડાં આપતા. તેમાંથી મોટા ભાગના તો એમણે હાથે જ બનાવેલા હોય. કાગળની હોડીઓ, ડબ્બીઓ, ચકલી, બરુનો હાથો અને એવું બધું. પોતાની રસાયણ શાળામાંથી કાચની નળીઓ લાવતા એ મને સૌથી વધારે ગમતી. ઉનાળામાં હું આગિયા પકડીને તેમાં પૂરતી અને રાત્રે જ્યારે એ હલવા માંડતા ત્યારે સળવળતા સોનાના વીંછીડાની જેમ ઝગારા મારતા.

બાપુ, મોટી માને માટે ખાસ ખાવાની ચીજો લાવતા અને મારે માટે મરી નાખેલા સરસ ઢોકળાં પણ લાવતાં. પણ બાને બીક લાગતી કે એ બધા હું મારા ભાઇબંધોમાં વહેંચી દઇશ એટલે એ જ બધા સાચવીને મૂકી દેતી અને મને એક એક કરીને જ આપતી. પરંતુ બાને ખબર ન પડે તેમ હું મોટી માની પાસેથી મીઠાઇ લઇને મારા મિત્રોને આપવા દોડી જતી.

આટલા ખાતર, મારે કોટનું ખિસ્સું બહુ જ મોટું કરાવવું પડતું. એક કોટનું ખિસ્સું નાનું હતું તેને મોટું કરાવ્યા વિના પહેરવાનો જ મેં ઇન્કાર કર્યો હતો. મારી જિદ્દને લીધે બાએ મને મારી ત્યારે હું નાસી ગઇ હતી. બાના પગ બાંધેલા એટલે મને કેમ પહોંચી શકે! તેણે ઘાંટો પાડયો· 'ઊભી રહે' પણ સાંભળે છે જ કોણ? હું તો મુઠ્ઠીઓ વાળીને દોડે જ ગઈ. એટલામાં ડાંગરના ખેતરમાં ભરાયેલ પાણીમાં બા પછડાયાનો અવાજ સાંભળ્યો. એ ડહોળા પાણીમાંથી બહાર નીકળતાં બાને વાર લાગી, એનો લાભ લઈને હું પાછી ઘરમાં ઘૂસી ગઇ અને ભાભીને કહ્યુ કે મને બચાવી લો. અર્થાત્ એ બિચારી કશું કરી ન શકી અને બાએ આવીને મને અંધારી કોટડીમાં પૂરીને ખૂબ માર માર્યો. એ જ પ્રસંગે મને મોટી માએ મારી બા વિષે વાત કરી હતી. એ રાતે હું મોટી મા પાસે જ સૂઈ રહી.

મારા બાપુને ફૂલનો ખૂબ શોખ હતો. અમારા બગીચામાં રંગરંગના અને દરેક મોસમના ફૂલઝાડો અને નારંગી, સફરજન, પીળા પીચ વગેરે ફળ ઝાડો પણ તેમણે રોપ્યાં હતાં. ત્યાં વાંસના લીલા ઝાડ અને દેવદારના ભૂખરા વૃક્ષો પણ હતા. ગુલાબ ખીલતાં ત્યારે બગીચો એટલો સુંદર લાગતો કે કોયલ ત્યા આવીને આખો દિવસ ગાયા જ કરતી આ નંદનવનમા મે ઘણાં ય સુખના દિવસો ગાળ્યા છે.

બાપુ ઘરે હોય ત્યારે તેમનો મોટા ભાગનો વખત બગીચામાં જ જતો. ઘાસ ચૂંટે યા તો છોડોને પાણી પાય. રાતના મારી બા અને ભાભી કાંતવા બેસે ત્યારે બાપુ અમને શાસ્ત્રના પાઠો અને કાવ્યો શીખવતા. બાપુના મંત્રોચ્ચારને સાથ આપતું રેંટિયાનું સંગીત મને એટલું મીઠું લાગતું કે ઘણી વાર તો મને બાપુના ખોળામાં જ નીંદર આવી જતી. બીજે દિવસે બાપુ પૂછતા કે કાલે શીખેલી કવિતા બોલ ત્યારે હું બોલી ન શકતી અને શરમાઈને કહેતીઃ

'નાની ચકલી બાપુની ગોદમાં,
ઊંઘી ગઈ ચકલી ઘડીક વારમાં.'

'આ કવિતા તને કોણે શિખવાડી ?' ગુસ્સે થવાનો ડોળ કરતા બાપુ પૂછતા ત્યારે એમના હોઠ પરનું સ્મિત હું જોઈ જતી અને જવાબ આપતીઃ

'ચકલી પોતાની મેળે શીખી.' એટલું કહીને હું ચકલીની જેમ દૂર ઊડી જતી.

વસંત ઋતુમાં તો અમારું ગામ ખૂબ જ સુંદર લાગતું. લીલુંછમ ઘાસ, ઠેર ઠેર ખીલી ઊઠતાં ધોળાં ને ગતાં ફૂલ અને ખળખળતાં ઝરણાં, પંખીનું વસંતગાન એકધારું સંભળાયા કરતું. ખેડુ માટે ડાંગર રોપવાનો અને બાળકો માટે માછલાં પકડવાનો આ જ વખત હતો. અમારા વતનમાં વસંત દરમ્યાન ઝરમર વરસાદ વરસ્યા જ કરે છે એટલે ખેડુ બાંબુના પાનની છત્રી ઓઢીને ઉઘાડા પગે સવારથી સાંજ સુધી ખેતરમાં રહેતા. બહારથી માછલાં લઈને ઘરે

પાછા ફરતાં લોકોને જોઇને મને પણ માછલાં પકડવાનું મન થતું.

છોકરાઓની માફક હું પણ મારાં બૂટ મોજાં ઉતારીને માથે બાંણુના પાનની છત્રી ઓઢીને બહાર નીકળી પડતી, મારા ભાઈબધો બધા જ તોફાની છોકરાઓ હતા. અને અમે બધાં ડહોળા છીછરા પાણીમાંથી માછલીઓ પકડવા માટે પડાપડી કરતા. ઝરણાં ખૂબ વેગથી વહેતાં હોય અને અમે ત્યાં માછલાં ન પકડી શકીએ ત્યારે છોકરાઓ ખેડુના ખેતરમાંથી માછલાં ઉપાડી લાવવાનું કાવતરું રચતા. અમારે ત્યાં ડાંગરના માટે ખેતરમાં રાખેલ ડુબાડૂબ પાણીમાં માછલીઓ રાખવાનો ય ઉપ-ઉદ્યોગ ચાલે છે. પણ મને તો માછલાં કરતાં કરચલાં પકડવામાં વધારે મજા આવતી. વળી મારે ચોર પણ બનવું નહોતું. હા, ખેતરની ગોકળગાયો પકડવાનું મન થતું ખરું પણ એ પકડવા જતાં ત્યાંની જળો પગે કરડે એ ન ગમતું. હું રોતી રોતી ઘરે આવું એટલે બા વઢવા માટે હાજર હોય જ. જો કે એને સારુ કારણ પણ મળતું. કારણ, હું ભીંઆઇને, ગારાથી ખરડાઇને જ પાછી ફરતી.

'તું જાણે તો છે કે તું છોકરી છો. એ તોફાની ટાબરીઆઓના તારે વાદ કેવા ?'

'છોકરીઓ બહાર જઇને ખેતરમાં શા માટે ન રમી શકે ?'

'બસ એનાથી ત્યાં ન જ જવાય એટલા માટે તો તેણે

ઘર આંગણે રહેવું જોઈએ.'

ત્યાર પછી મને ખૂબ માર પડતો અને બાનો ઘાંટો ને મારી ચીસોથી ઘર ભરાઈ જતું.

## ૪ ચાના બગીચામાં કામ કરતી સ્ત્રીઓ

હું બહુ તોફાની હતી અને આખો દિવસ ઘરે રહેવાને બદલે ખેતરોમાં રમ્યા કરતી, એટલે બાએ મને એક જાતની સખત મજૂરીની સજા કરી. સવારે શિરાવીને દરરોજ મારે ચાના બગીચામાં જઈને તેના પાંદડાં વીણવા પડતા. આ બગીચો અમારા ઘરથી દોઢેક માઇલ દૂર હોવાથી હું રોંઢા ટાણે ઘરે ન આવી શકતી. એટલે મારી બા એક માણસ જોડે અમારો રોટલો ત્યાં જ મોકલાવતી. મારી ભાભી અને હું ગામની છોકરીઓ જોડે સવારથી સાંજ સુધી ચાની પાંદડીઓ વીણતી.

મને પાંદડી વીણતા આવડતી નહિ. જ્યારે હું આખી ડાળી જ તોડી નાખતી. ત્યારે મારી ભાભી બોલી ઊઠતીઃ 'નાનીબા, તમારી બા આ વાત જાણી જશે તો તમે સસ્તામાં બચવાના નથી.'

'પણ મારે તો પાંદડીઓ તોડવી જ છે. કોઈ ભગવાનને ઘરેથી તો શીખીને નહોતું આવ્યું ને ? એ તો શીખે ત્યારે જ આવડે.'

મારી ભાભી સહેજ બોલકણી હતી પણ જ્યારે તે મારી જોડે હોય ત્યારે હું તેને પહોંચવા જ ન દેતી.

પાંદડીઓ ચૂંટવાનુ મારું કામ હતું એમ કહેવા કરતાં ફૂલ ચૂંટવાનું કામ કહું તે જ વધારે સાચું ગણાશે. ઘરે પાછી ફરુ ત્યારે મારી ટોપલીમાં વગડાનાં ફૂલ છલોછલ ભર્યાં જ હોય. રસ્તામાં લાંબો લાકડાનો પુલ આવતો, ત્યાંથી હું એ ફૂલ નદીમાં પધરાવી દેતી કે જેથી એ તણાઈને તુગ-તીગના તળાવમાં પહોંચે, તેને વિદાય આપીને હું કહેતીઃ 'ઓ ફૂલ ! જા, વીંછીડાના રાજાની દીકરાના લગન લેવાયા છે એટલે તેને જઈને સરખી રીતે શણગાર.'

હું નાની હતી ત્યારે મોટી બહેનના કરિયાવર માટે ફરનીચર બનાવવા આવેલ એક સુતારે મને કહ્યું હતું કે વીંછીડાના રાજાની કુંવરી અત્યંત સુંદર છે. હજી તે કુંવારી છે પણ એ જે દિવસે પરણશે તે દિવસે પૃથ્વી પર પ્રલય થશે અને ધરતીના માનવી પાણી ઉપર તણાવા માંડશે. મારે એ ઘોડાપૂર જોવા હતા અને એટલે જ વીંછીડાના રાજાની કુંવરી વહેલી તકે પરણી જાય એમ હું ઈચ્છતી.

ત્યાં પાંદડી વીણવા આવનારીઓમાં મોટા ભાગની બાળવહુવારુઓ હતી. એમના દુઃખનો પાર નહોતો. દરરોજ તેમને ત્રીસ ચાલીસ શેર પાંદડી ચૂંટવી પડતી. અને દાડીના મળે રોકડા બે ચાર આના અને તે પણ તેમની સાસુઓ લઈ જાય. ભોગેજોગે કોઈ પોતાના ખર્ચ માટે એકાદ બે

પૈસા રાખી લે તો તેને સખત સજા મળે. ભાગ્યેજ એમને પેટ ભરીને ખાવા મળતું. સૂકો રોટલો અથવા એકાદ શક્કરિયું મળે તેના પર તેણે નભવાનું. બેસતા વરસને દિવસે માંસનો ટુકડો માંડ જોવા પામે એટલે શરીર તો સુકલકડાં જ જોઈ લો. બગીચામાં કામ કરતાં કરતાં સૌ પોતપોતાના સુખદુઃખની વાતો કરતું. એમના આંસુ ખરીને પાંદડા પર પડતાં પરોઢના જલબિંદુની માફક ઝળકવા માંડતા.

'આવી ક્રૂરતા સહન કરવા કરતાં તમે નાસી કેમ નથી જતાં ?' મેં એક વસંત સુવાસ નામની છોકરીને પૂછ્યું. તેનું આખું શરીર ઊઝરડાઈ ગયું હતું.

'મારી દેન છે કે હું નાસી જાઉં ? મારી બાએ મને મારી સાસુના હાથમાં સોંપી છે અને એ જ ઘરમાં એના જ હાથમાં મારે મરવું જોઈએ.'

એનું મોં એટલું દયામણું બની ગયું કે મારી આંખમાંયે આંસુ આવી ગયા.

એમ રોઈને કશું ય વળવાનું નથી. ઝટપટ કામે લાગી જા. સાંજ સુધીમાં તારા ભાગની પાંદડીઓ નહિ વીણાઈ રહે તો તને સખત સજા થશે. એમ નકામી સજા તારે શા માટે ભોગવવી જોઈએ ?' ચતુર-ફૂલ નામની સહેજ મોટી ઉંમરની છોકરીએ તેને આવું સાંત્વન આપ્યું.

'હાય ! મારું જીવન દુઃખીઆરું છે. મારી કરતાં તો બળદ ઘોડા યે વધારે સુખી હશે. ખેર, આ ભવમાં મેં

આટલું સહન કર્યું છે તો આવતે ભવ વધારે સુખ મળશે.' પેલી છોકરીની આએ રોઈ રોઈને સૂઈ ગઈ હતી. તેણે આવી રીતે પોતાનું મન વાળ્યું.

એ પ્રસંગ બાદ મને ખબર પડી કે મારી સિવાય બીજાઓના પણ દુઃખ હોય છે. આ બાળવહુઆરુના નસીબ પ્રત્યે મને ખૂબ દુઃખ થતું અને ગુસ્સો પણ આવતો. મારું કામ કરવાને બદલે હું હંમેશા તેમને માટે પાંદડીઓ વીણી આપતી

ગોરજ ટાણે અમારાં દાતરડાં અને બાસ્કેટ બાજુએ મૂકી ટોપલા માથે ઉપાડી ચાલવા માંડતા અને ગાતા

'ત્રીજને દિન પાદડી ઊઘડે છે.
બહેનો રૂમાલ પગ ભગ્ત ભરવા માંડે છે.
બન્ને બાજુએ ચાનું ફૂલ છે
અને વચ્ચે ભરે છે પાદડી ચૂંટતો જુવાન.'

ધીમો ધીમો પાનખરનો પવન આવળની ખુશબૂ લાવતો હતો. અમારી મોટી બહેન ચાંદની તેનું પવિત્ર સૌમ્ય તેજ ફેલાવતી હતી. અમારા ભાઈબંધ તારલિયા આકાશમાંથી અમારી તરફ આંખો મીચકાવતા હતા. અને બાળકો સંતાકૂકડી રમતા હતા પણ હું તેમની સાથે નહોતી હજી મને આઠ જ વરસ થયા હતા છતાં ય હું મોટેરાઓનું કામ કરવા માંડી હતી.

ચમકતી ચાંદનીમાં હું, મારી ભાભી, મારા કાકાની બે

દીકરીઓ અને પાડોશની એક છોકરી સાથે મળીને કાંતવા બેઠા હતા.

મારા વતનમાં દીકરી સાત આઠ વરસની થાય ત્યારથી જ તેને રૂ કાંતતા, શણની સીદરીઓ બનાવતા અને ભરતા ગૂંથતા શીખવવામાં આવે છે. શેર સૂતર માટે બસો દોકડા મહેનતાણું મેળવવા ખાતર ગરીબ છોકરીઓ બીજાનું કામ કરતી. બહુ જ ઝડપ હોય તો દિવસનું છટાંક સૂતર ઉતારે પણ સાધારણુ રૂપે તો માંડ અડધો છટાંક જ ભરાય. આમ દિવસના તેને માંડ બેત્રણ દોકડા મળતા હશે. હું તો મારી મેળે જ અને મારે પોતાને માટે કાંતતી હોવાથી હું કેટલું સૂતર ઉતારું છું તેની મને પરવા નહોતી. મારી બા કહેતી:

'તારાથી થાય એટલું કર. આપણું રૂ ઓછું પડશે તો નાન તીએનની બજારમાંથી વધારે રૂ ખરીદી લાવીશું.'

'ના. મને કાંતવું નથી ગમતું. આટલાં બધાં કપડાં હું થોડી જ પહેરવાની છું ?'

'આજે તો નહિ પહેરે પણ તારે તારા કરિયાવરની તૈયારી કરવી જોઇએ. ચીવટથી કામ કરીશ તો સાસરીયામાં વીસ પટારા ભરીને કપડાં મોકલાવી શકીશ. ત્યારે તારી કેવી સરસ છાપ પડશે !'

હું ધાવણી હતી ત્યારથી જ મારું વેવિશાળ થઇ ગયું હતું એ વાત હું જાણુતી હતી પણ એનો અર્થ અને મૂળોઇ

હું હજી સમજતી નહોતી. મારી બાની વાત સાંભળીને હું તો રાજીના રેડ થઇ ગઇ અને હોંશથી રેંટિયો ચલાવવા માંડી. ચાંદનીના તેજમાં અમે ઘણા કામ કરતાં ત્યારે બહુ જ કંટાળો આવતો. તેલ બચાવવા માટે અમે દીવાને બદલે ચૂલાના બળતણને અજવાળે કાંતતા. એ ધૂંધળા પ્રકાશમાં વાતાવરણ સોગિયુ લાગતું અને ઠંડીને લીધે આંગળા હુંઠવાઇ જતા.

પાનખરમાં મોસમ હમેશાં સારી રહેતી અને ચાંદની વધારે શુદ્ધ અને તેજસ્વી લાગતી. મોટી મા અમને ગોવાળ અને કાંતનારી કુંવારકાની પ્રેમકથા કહેતી. સ્વર્ગની પરીઓની વાર્તાઓ પણ સભળાવતી. અમે એટલા તલ્લીન બની જતાં કે કોઇ કોઇ વાર તો કાંતવાનું જ ભૂલી જઇને પૂછતા– 'પછી ?'

'આળસુડીઓએ કામ કરવું બંધ કરી દીધું.' મોટી માનો આવો અણધર્યો ઉત્તર સાંભળીને સૌ હસી પડતા.

શાંત મોડી રાતે રેંટિયાનો અવાજ ડુંગરની ખાલી ખીણમાં વાગતી વાંસળીના સૂર જેવો લાગતો. અને ધીમા પવન સાથે આવતી આવળની સુગંધ અમને તેના નશામાં ચૂર બનાવી દેતી.

## ૫ પહેલો ફટકો

ત્યારથી મારી બાને કાને મારી વિરુદ્ધ રાવ ફરિયાદો આવવા લાગી. એમ કહેવાતું કે આવડી મોટી થઈ તો ય હજી તેના પગ બાંધ્યાં નથી. તે મારી સાસુ મને સંઘરવાનો જ ઇન્કાર કરી દેશે. ઘોડી જેવડી છોકરી છોકરાઓ સાથે લડાઈ લડાઇ રમે, ગારાના રમકડાં બનાવે ત્યારે તો હદ જ થઈ ગઈ ને ! આદિ કાળથી ચાલતા રિવાજ પ્રમાણે ચાર વરસના બાળકો થાય ત્યારથી છોકરા છોકરીઓને જુદાં જ રાખવા જોઇએ મારી બા જેવી ખાનદાન બાઇએ એટલું તો સમજવું જોઇએ ને કે છોકરા છોકરીઓને એક પંગતે ન બેસાડાય !

આજ સુધી મારી બાએ મને વતાવી નહોતી. એ જાણતી હતી કે એના કસીકસીને બાંધેલા પગ એને ચાલવામાં અડચણરૂપ નીવડ્યા હતા. મારી મોટી બહેનના પગ પણ એ જ પ્રમાણે બાંધીને નાના બનાવવામાં આવ્યા હતા. દેખાય તો સુંદર પણ દીવાલને પકડ્યા વિના બે ડગલાં ય એ ચાલી ન શકે. ખરું પૂછો તો મોટી બહેન અપંગ જ બની ગઈ હતી. મારી બહેન જેવી મારી દશા ન થાય એટલા ખાતર બા મારા પગ બાંધવાની વાત મુલતવી રાખ્યા કરતી. સાથે સાથે તેને એની પણ ચિંતા રહેતી

કે હવે મોડું કરશે તો હાડકાં મજબૂત થઈ જશે અને મારા પગ કદીય નાના નહિ બને અને અમારા દેશમાં મોટા પગવાળી છોકરીઓને કોઈ સાસરી પસંદ ન કરતી. લોકો કહેતાઃ 'એની મા મરી ગઈ હશે એટલે જ આવડા મોટા બાંણુના પાન જેવા પગ રહી ગયા છે. કેવા કદરૂપા દેખાય છે!'

દયાની દેવીના મંદિરમાં જઇને નાનકડી મોજડીઓ મૂકવાનું મારી બાએ મને કહ્યુંઃ ત્યારે પહેલાં તો હું વાત સમજી જ નહિ.

'મારી ચકલીરાણી, આજે હું તારા પગ બાંધવાની છું. તું જઇને દયાની દેવીને પગે પડ કે જેથી એ તને વરદાન આપે કે તારા પગ નાના મજાના થઇ જાય.'

અગરબત્તી અને રૂપેરી કાગળની બળતી મૂર્તિઓ હાથમા લઇને બાએ મને ઘૂટણિયાભેર પડવાનું કહ્યુંઃ

'મારે પગ નથી બંધાવવા.' હું બોલીઃ અને તેની પાસે જવાની હિંમત જ ન થઈ. વટાણા જેવડા બે આંસુના ટીપાં મારી આંખમાંથી ખરી પડયાં. આવનારી યાતનાઓની દહેશત મારા દિલમા ઘર ઘાલી ગઇ હતી.

'જલદી આવ. જલદી કર! દયાની દેવી તારા દુઃખ હરી લેશે.' બા મારી પાસે આવી અને મને ઘસડીને ઘૂટણિયા-ભેર પાડી.

હાય! તેણે તૈયારીઓ કાળજીપૂર્વક કરી રાખી હતી. આલુબુખારાના ફૂલનું ભરત ભરેલી બે મોજડીઓ અને

ત્રણુ ઇંચ પહોળી બે કપડાંની પટ્ટીઓ તેણે મારી સામે મૂકી. લાલ રેશમી મોજડીઓ સુંદર હોવા છતાં ય, એને જોઇને જ મને કમકમા આવી ગયા. મારાથી છુપાવીને બાએ એ બનાવી હતી એ તો દેખીતી જ વાત છે.

'બા! મને દુઃખશે. હું ચાલી નહિ શકું. બા દયા કર. એવો અત્યાચાર મારા પર ન કર!' હું કરગરી પડી.

'તું મને બહુ જ વહાલી છે એટલે જ તારા પગ બાંધું છું, બેટા. મોટા પગવાળીને વર નહિ મળે એટલુ તો તારે સમજવું જોઇએ ને?'

આમ બોલતાં બોલતાં મારી બાએ પવિત્ર જળ મોંમાં મૂક્યું. દયાની દેવીનું એ ચરણામૃત હતું. પછી તેને મારા પગ પર છાંટીને પાટા બાંધવાની શરૂઆત કરી. અલબત્ત મેં તો ઘાંટા પાડવાનું અને પગ પછાડવાનું કાર્ય આરંભી જ દીધું હતું.

'ઓ બા! હું મરી ગઇ! આના કરતાં તો આખી જિંદગી કુંવારા રહેવુ સારુ.'

'કભારજા, છાની મર! એમ રાડારાડીથી કશું વળવાનું નથી. હવે તોફાન કર્યાં છે તો વધારે કસીને તારા પગ બાંધીશ.'

બા બાંધતી ગઇ તેમ તેમ મારા ધમપછાડા વધવા માંડયા. બાના હાથમાંથી મોજડી અને પાટાઓ એંચવાનો ય પ્રયાસ કરી જોયો. બાએ ચિડાઇને ભાભીને સાદ પાડયો અને મારા હાથ પકડી રાખવાનું કહ્યુ. મારી બા

પોતે મારા જમણા પગ પર બેસી ગઈ અને ડાબા પગનું કામ પાકે પાયે પૂરું કર્યું. ફાંસીએ ચડવા જતા કેદીની જેમ મેં પોક મૂકી અને આડોશીપાડોશીને મદદે બોલાવ્યા. નાનીમા આવીને મને ઉંબરામાંથી જ કહેવા માંડયાઃ 'ચકલી, લાડકી રો'મા. તારા પગ બંધાઇ જશે પછી ખભે ચડાવીને હું તને વાંદરાનો ખેલ જોવા તેડી જઈશ.'

મને લાગ્યું કે બધાં જ મોટેરાંઓ કઠણ દિલના હોય છે. મારી ચીસોની તેમના પર કશી જ અસર ન થઇ. કોઇને મારા પ્રત્યે સહાનુભૂતિ ન જાગી. અરેરે! એ બધાં જ મારી બાની જેમ જ કસાઈ બની ગયા હતા.

એ લાલ મોજડીઓ પહેરી ત્યારે મારા પગ જ નહિ પણ આખુ શરીર ઝલાઇ ગયું હતુ. બાએ મને ઊભી કરી અને કહ્યુ કે ચાલી જો. મને થયુ કે મારા પગના હાડકાં છૂંદાઈ ગયા છે. ચીસ પાડીને હું નીચે પડી ગઈ.

ત્યાર પછી, મોટા ભાગનો વખત હું કાંતવામાં જ ગાળતી. કોઇ કોઈ વાર ઓરડામાં ચાલી જોતી. મારે પગે બેડીઓ પડી હતી. ખુશનુમા ફૂલબહાર માણવાના કે રમતાં રમતાં માછલાં પકડવાની મોજના દિવસો જાણે સદાયને માટે ચાલ્યા ગયા હતા.

પુષ્પોત્સવને દિવસે હું સૂતી હતી ત્યારે બાએ મારા કાન વીંધી નાખ્યા. એ દર્દે મને સ્વપ્નામાંથી જગાડી. જોઉં તો મારા કાનમાં બે લાલ દોરા લટકતા હતા.

'હાશ, તારા પ્રત્યેની મારી ત્રણ મહત્વની ફરજોમાંથી બે તો મેં પૂરી કરી નાખી.' બા વિજયના તોરમાં બોલી.

એના મત પ્રમાણે આ મહત્વની ફરજોમાંથી એક હતી દીકરીના પગ બાંધવા; બીજી, તેનાં કાન વીંધવા અને ત્રીજી તેને પરણાવી દેવી.

'હા. હવે એક જ બાકી રહે છે. અને તે મને જાનથી મારી નાખવાનું.' મેં ચીડાઇને જવાબ આપ્યો. જેના બદ-લામાં મને સખત ઠપકો મળ્યો.

મારી મોટી બહેનના લગન વખતે તેને સારો કરિયા-વર આપવા માટે બાએ ઘણુ કરજ કર્યું હતું. સોળ ભરત ભર-નારીઓને રાખીને સોળ જોડ સુંદર પાથરણાં બનાવ્યાં હતાં. બહેનનો સામાન ઊંચકીને સાસરે પહોંચાડવા માટે બોંતેર મજૂરને બોલાવવા પડયા હતા. કપડાં, જોડા, મોજાનાં જ આઠ તો પટારા હતા. અને એ બધા પર ભરત ભરેલું હતું.

મોટી બહેન આઠ વરસની થઈ ત્યારથી આખો દિવસ ભરત ભર્યા કરતી. એ ભાગ્યે જ ઘરની બહાર નીકળતી અને અઢારમે વરસે તેને પરણાવી. આટલા વરસો સુધી સવારના છ વાગ્યાથી તે સાંજના છ વાગ્યા સુધી તેણે ભરત ભરવા સિવાય બીજું કશુ જ કર્યું નહોતુ. મારી ગરીબડી બહેન રાતે કાંતવા બેસતી ત્યારે થાકીને લોથો થઈ ગઈ

હોય તો ય બાની સામે કશું જ બોલવાની હિંમત ન કરતી; છાને ખૂણે નિસાસા નાખી લેતી એટલું જ.

બાને તો ઘણું ય મન હતું કે હું પણ મોટી બહેનની જેમ ભર્યા કરું કે જેથી મારા કરિયાવરની પણ વાહ વાહ થાય. પણ મેં તેને કહી દીધું:

'મારે આમાંથી કશું જ જોઇતું નથી. મારે તો ભણવું છે.'

'ઓહ ! છોકરી જાત ને વળી ભણવું છે ! ત્યારે તો આભ ફાટી પડશે અને ધરતી ધ્રૂજવા માંડશે. ભણવાનું કામ તો તારા મોટા ભાઈઓનુ છે. તું તો ઘર આંગણે રહેવા જ જન્મી છો. તું જ વિચાર કર. છોકરીઓને ભણીને શું કરવું છે ? છોકરીઓ માટે કોઈ સરકારી પરીક્ષાઓ નથી એ તો તું જાણે છે.'

બાએ મને ભણાવવાનો ભલે વિરોધ કર્યો હોય પણ આખરે મને ભણવાની રજા મળી જ ગઈ.

•

## ૬ ગામડાની ખાનગી શાળા

ડુંગરાની હારમાળા વચ્ચે છુટ્ટાં પડી ગયેલ પછાત તાલુકામાં અમારું ગામડું વસતું હતું. ખળખળ વહેતી નાનકડી નદીનું મીઠું સંગીત બારે માસ સંભળાયા કરતું.

વસંતઋતુમાં બારી ઉઘાડું ત્યારે સોહામણું નીલ આકાશ, લીલાછમ ડુંગરા અને સુંદર ફૂલો નજરે પડતાં. અને કોઈ કોઈ વાર ઊડતાં પંખીઓ પણ દેખાતા. ખરેખર, અમર લોકોના વતનની જેવું આ ચારે બાજુથી ઘેરાયેલું ગામડું હતું.

ત્યાં લગભગ બસો માણસની વસતી હતી. મુખ્ય ધંધો હતો ખેતીનો અને બાકીના કોલસાની ખાણોમાં કામ કરતા. શીન–ફા તાલુકામાં ચીનની ખાણો છે અને તેના ડુંગરાની ઓસાની બાબે મશહૂર છે. કોલસાના ખાણિયા દિનરાત ભોમભીતર જ રહેતા. તેમની ચામડી કાળી હતી એટલુ જ નહિ પણ તેમના નખકોરા, કાન અને મોંની બખોલ પણ કાળી હોવાથી તેમનો પરસેવો, આંસુ અને થૂંક પણ કાળા જ લાગતા. ગામના સજ્જનો તેમની તરફ ઘૃણાની નજરે જોતા અને 'કાળિયા' કહીને બોલાવતા.

અમારા ગામની સ્ત્રીઓ તેમના ત્રણ ઇંચવાળા 'સોનેરી કમળ' ચરણો માટે પ્રખ્યાત હતી. ગરીબ છોકરીઓને સામાન્ય રીતે બાળવહુવારુઓ બનાવી બગીચામાં કામ કરવા મોકલી દેવાતી. ખાધે પીધે સુખી ઘરની દીકરીઓને પણ પદર–સોળમે વરસે પરણાવી દેવામાં આવતી. ઘરની સંભાળ રાખવી, રાંધવું, ધોવું, સાંધવું સીવવું અને બાળકોને ઉછેરવા ઉપરાંત તેઓ પોતપોતાના ધણીઓને ખેતીમાં મદદ કરતી, પણ તેમને ખાણમાં જવાની મનાઈ હતી, કારણ ખાણિયા અંદર જઈને કપડાં ઉતારી નાગા બની ફરતા એમ મનાતું.

ગામની છોકરીઓને નિશાળે જવાનો તો ખ્યાલે ય શાનો આવે? મારા ઘરથી અડધો માઇલ દૂર નિશાળ હતી પણ તે છોકરાઓ માટે જ. છોકરીઓને તેનો ઉંબરો પણ ઓળંગવાનો હક નહોતો.

હું પાંચ વરસની હતી ત્યારથી વાચવા માંડી હતી. મારા બાપુ પંડિત હતા–તેમણે ત્રીસ પુસ્તકો લખ્યા હતા. એટલે જ્યારે એ શિયાળા–ઉનાળાની રજાઓમાં નિશાળેથી ઘરે આવતા ત્યારે મને વાચતા શીખવતાં.

પણ મારે કબૂલ કરવું જોઇએ કે આ બધી કવિતાઓ મોઢે હોવા છતાં તેનો અર્થ સમજવો એ મારે માટે અશક્ય હતુ. મોટી માની સાથે હું 'ઝબકે ઝબકે ચાંદલો' જેવાં બાળજોડકણા ગાતી તેવી જ રીતે બાપુ ગોખાવે તેમ આ કવિતાઓ પણ ગોખી જતી. હું આઠ વરસની થઈ ત્યારે તેંગ કાવ્યની ત્રણસો કવિતાઓ, અને શેંગબાગની વિદ્યાર્થીઓની કવિતાઓમાથી ઘણી કડીઓ મારે મોઢે હતી. ત્યારપછી મારો શબ્દભંડોળ વધવા માંડયો અને બાએ મને 'પુત્રી–ઉછેરના નિયમો,' 'સન્નારીઓના જીવનચરિત્રો' તથા 'નારીગ્રંથો' વાચતા શીખવ્યા. પણ કોણ જાણે કેમ એમાં મને રસ જ ન પડ્યો. બા મને આ બધું શીખવતી ત્યારે મને એ વાતો નીરસ અને અર્થહીન જ લાગતી.

હું બાની પાછળ પડી કે મને ખાનગી શાળામાં મોકલે પણ તે કહેતી કે છોકરીઓને નિશાળે જવાની જરૂર નથી. તેમને સન્નારીઓની વાતો વાંચતા આવડે, શબ્દભંડોળ વધારે,

ચોપડીઓના મથાળા વાંચતા અને હિસાબ રાખતા આવડે એટલે પત્યું. એ મને મારી ઘરરખ્ખુ ગૃહિણી બનાવવા માગતી હતી એ તો દેખીતું જ છે પણ મારી મહત્વાકાંક્ષા એનાથી જુદી જ હતી. મેં બહુ ઉપાડો લીધો ત્યારે આખરે હું દસ વરસની થઇ ત્યારે તે મને નિશાળે બેસાડવા તૈયાર થઇ. એક છોકરી ભણવા માગે તો તેને આટલી બધી મુશ્કેલીઓ પડતી હશે તેનો મને સ્વપ્ને ય ખ્યાલ નહોતો. મારા માસ્તર મને દાખલ કરવા નારાજ હતા એટલું જ નહિ પણ અમારી જોડે કે માસ્તર જોડે જેને કશી ય લેવાદેવા ન હોય એવા ઘણાં લોકોએ માગ આ પગલાનો વિરોધ કર્યો.

અમારા ગામડામા તેમણે કદી છોકરીને નિશાળે જતી જોઈ નહોતી અને એથી ય અજુગતી વાત તો એ હતી કે હું છોકરાઓની નિશાળમાં ભણવાની હતી.

'કુહાડા જેવી જીભવાળા મોટા મા' તરીકે ઓળખાતી છીબા નાકવાળી ડોશી મારી સૌથી કટ્ટર દુશ્મન નીવડી. કૂથલીખોર તરીકે તેની ખ્યાતિ હતી. એનો એકનો એક દીકરો એ ખાનગી શાળામાં ભણતો હોવાથી હું ત્યાં જવાની છું એ વાત સાંભળતાંવેંત મારી વિષે તેણે વાતો ફેલાવવા માંડી. એ કહેતી કે છોકરીઓને છોકરાઓની નિશાળે મોકલીએ તો છોકરાઓના ભાગનું ડહાપણ છોકરીઓ ચોરી જાય અને છોકરાઓને મૂરખ ગધેડા બનવું પડે. મારા બાની ટીકા કરતાં તેણે કહ્યું કે તેને સારાસાર અને વ્યવહારનું કશું જ્ઞાન નથી. સૌ જાણે છે કે છોકરા છોકરીઓને સાથે

ન રખાય. મારા જેવી લગભગ જુવાન છોકરીને ત્યાં ભણવા મોકલાય જ કેમ ? સૌને ટેશી સાથે સહાનુભૂતિ હોવા છતાં તે માત્ર મારી બાની પીઠ પાછળ જ તેની ટીકા કરી શકતા. મારી બાની ધાક જ એવી હતી કે તેની સામે આવીને મને ભણવા જતી રોકવાની કોઇની હિંમત ન ચાલી. આ 'કુહાડા જેવી મોટી મા' સૌથી બહાદુર નીકળી. તેણે મારી બાને આવીને કહ્યું કે દીકરીને ભણવા મોકલવાનો વિચાર માંડી વાળ. કોઈ પીઢ શિક્ષકને ઘરે બોલાવીને તેની પાસે મને ભણાવવાની સલાહ આપી. હું નિશાળમાં પગ મૂકું તેના-કરતાં નિશાળ બળીને ખાક થઇ જાય એ વધારે સારું એમ પણ તેણે કહ્યું.

પણ પરિણામ મારી તરફેણમાં જ આવ્યું, કારણ મારી બા તદ્દન ઊંધી ખોપરીની વ્યક્તિ છે. પહેલાં એ મને નિશાળે મોકલવા રાજી નહોતી પણ આ મુલાકાત પછી મને નિશાળે મોકલવાના આગ્રહમાં એ સૌથી ચડી ગઈ. 'કુહાડા જેવી મોટી મા'ની ધરાઇ ધરાઈને આટકણી કાઢ્યા બાદ તરત જ ચોપડી, કલમ, રૂપેરી કાચની દેવપ્રતિમાઓ અને અગર-બત્તી વગેરે કનફ્યુશીઅસને પૂજવાની સામગ્રી સાથે લઈને તે મને નિશાળે લઈ ગઇ. હે-તુ-સાનમાં મારી બાનો વટ કેટલો છે તે માસ્તરસાહેબ જાણતા હોવાથી, અંદરખાનેથી બળતરા થતી હોવા છતાં ય તેણે ચું કે ચા કર્યા વિના મને દાખલ કરી દીધી. ઉપરથી બાને એમ પણ કહ્યું કે એક વિદ્યાર્થિની પામીને તે પોતાની જાતને ભાગ્યશાળી ગણે છે.

કનફ્યુશીઅસની છબી સામે ચાર વાર અને માસ્તરની સામે બે વાર ઘૂંટણિયે પડવાની અનિવાર્ય વિધિ પૂરી કરીને હું નિશાળમાં જોડાઈ ગઇ.

મારા માસ્તરની આંખે બહુ જ ઓછું દેખાતું. એ વાંચે ત્યારે એનું નાક ચોપડીને અડતું. પણ મને સૌથી વધારે સૂગ તો ચડતી એની ગંદી ટેવોને લીધે. એ જે ચોપડી લે તેના પર તેના થૂંક અને શેડાના છાંટા પડયા જ જાણવા. વિદ્યાર્થીઓની નોટો પણ એ ગંદી કરી મૂકતા. એને લાગતું કે જરા વધારે પડતું થઇ ગયું ત્યારે એ બાંયવડે ચોપડી લૂછી નાખતા. પણ એ સદ્ભાવનાની તેના શિષ્યોને કદર નહોતી. તેમણે તેનું નામ પાડયું હતું-'ગંદો આંધળો.'

અમારા ભણવાના ખંડમાં જ એનો ખાટલો હતો. જાણે કોલસાની ખાણમાંથી આવતા હોય એટલા કાળા એનાં કપડાં ખાટલા પર ટીંગાતાં હતાં. એના વેરણ છેરણ પડેલા ખાટલાની દુર્ગંધને લીધે કોઇ કોઇ વાર અમને ઊલટી આવી જતી. આપસમાં અમે વાતો કરતાં કે એ જન્મ્યો ત્યારે એની માએ એને નવડાવ્યો હશે પણ ત્યારબાદ એ નહાવાનું ભૂલી જ ગયો હશે. પણ એની મોઢામોઢ એને નહાવાનું કહેતા અમે ગભરાતા.

હું છોકરી હોવાથી, લગભગ ચાલીસ છોકરાઓની હારની સામે મને જુદી બેઠક આપવામાં આવી હતી. એ માસ્તરની અડોઅડ હોવાથી છોકરાઓ ત્યાં આવીને જ પાઠ બોલતા.

તેમને મુશ્કેલી પડે ત્યારે પાછળથી હું કહી દેતી. આથી, હું છોકરાઓની તો બહુ માનીતી બની ગઇ પણ માસ્તરનો સખત ઠપકો સાંભળવો પડતો.

પહેલા વરસમાં મે કન્યા બાળાના આઠ પુસ્તકો, 'સ્ત્રીઓનું ચાર-ચરિત્ર-શાસ્ત્ર' પૂરાં કર્યાં અને છાનાં માનાં 'જાણીતી કહેવતો' અને 'કનફ્યુશીઅસ' ગ્રંથ પણ અડધો અડધ વાંચી ગઇ. માસ્તર કશું સમજાવતા નહિ એટલે તેનો અર્થ સમજવાની ઉપાધિ તો હતી જ નહિ. હું તો પોપટની માફક બધું પઠી જતી હતી. બાની પાસે માસ્તર મારી હોશિયારીના વખાણ કરીને નિસાસો નાખતા, 'એ બહુ તોફાની છે એ જ એની મોકાણ છે.'

બાને આ સાંભળીને ખુશી તો ન જ થઈ પણ કશું બોલી નહિ. એને લાગ્યું કે હું તોફાન કરું અને ભણવામાં બેદરકારી બતાવું એટલે મને નિશાળેથી ઉઠાડી લેવાનું સારું બાનું મળી જશે.

છોકરાઓ કરતાં યે મને આ માસ્તર પર વધારે ચીડ ચડતી; કારણ સાધારણ રીતે છોકરીઓ તેમના કરતાં વધારે સુઘડ અને સ્વચ્છ રહેવા ટેવાયલી હોય છે દાખલા તરીકે તેમની ચોપડીઓ ઘણીવાર ગંદી થઇ જતી, પણ હું મારી ચોપડીઓ નવી નક્કોર રહે તેની ચીવટ રાખતી. માસ્તરે કરેલ લાલ તિલક સિવાય તેના પર એકે ડાઘ ન રહે તેમ હું ઇચ્છતી. પણ જ્યારે જ્યારે મારી ચોપડી માસ્તરના

હાથમાં જતી ત્યારે તેના નાક કે મોંની નવી નિશાની લઈને જ તે પાછી આવતી.

'ઓ માસ્તર સાહેબ, મને પાઠ આપો તે પહેલાં દાક્તરને નાક બતાવોને—' એકવાર હિંમત ભેગી કરીને હું બોલી ગઈ.

'શું ? કહેવા શું માગે છે તું ?' માસ્તરસાહેબે ત્રાડ પાડી.

હું ડરી ગઈ પણ બીજા નિશાળીયાઓ હસી પડયા.

એક ઉનાળાની સાંજ, મુશળધાર વરસાદ, અમારો પાઠ પૂરો થયો ત્યારે જ બંધ પડયો હોવાથી માસ્તર બહાર જવાની તૈયારીમાં હતા. મારી ચોપડી ગંદી કરવા માટેનું વેર વાળવાની એક યોજના મેં ઘડી કાઢી. શેરીમાં પાણી વહેતું હતું. ઠેર ઠેર ખાબોચિયાં ભરાઇ ગયાં હતાં. ડાંગરના ખેતર જેટલું ઊંડું પાણી રસ્તામાં ભરાઈ ગયું હતું. ખાંણુના પાનની હોડીઓ તરાવવામાં મારા સાથીદારો મશગૂલ હતા. કેટલાક માછલાં પકડીને ગેલમાં નાચતા કૂદતા હતા. એ લાગ જોઇને મેં મારું કામ સાધી લીધું.

નિશાળ છૂટી તે પહેલાં માસ્તરે એક છોકરાની હથેળી પર સોટીનો માર માર્યો તે જોવા માટે બીજાઓને રોકી રાખ્યા હતા. ત્યારે હું બહાર છટકી ગઇ અને ટોપલો ભરીને લાકડાનું ભૂસું લાવી નિશાળના પાછલે દરવાજેથી રસ્તે જતી કેડી પર ભભરાવી દીધું. એ ટોપલી ઠેકાણે મૂકીને હું તો નિશાળમાં દાખલ થઈ ગઇ. છોકરાઓ ઘરે જવા માંડયા.

માસ્તરે તાળું દીધું અને પાછલે દરવાજેથી પોતાની રખાતને ઘરે જવા ઊપડચા.

'ઉફ્, રસ્તામાં કાદવ છે અને હું તો મારા પગરખાં પહેરવાં જ ભૂલી ગયો.' શાળામાંથી પોતાની ઓરડી તરફ જતાં જતા એ બબડચા.

'માસ્તરસાહેબ! પગરખાંની કંઈ જરૂર નથી, કારણ કોઈએ રસ્તા પર ભૂસું પાથરી દીધુ છે.' એક ડાહ્યા છોકરાએ માસ્તરને કહ્યું.

'એમ ? ત્યારે તો હું સીધો જ જાઉ છું' એમ કહીને માસ્તર પાછા વળ્યા અને ધબાક લઈને ખાબોચિયામાં પગ મૂકચો. એ ઝડપથી ચાલતા હોવાને કારણે એમનાં કપડાં કાદવથી ખરડાઈ ગયાં.

'કયા વાંદરાને આ અપલખણ સૂઝયુ ? કોણે ભૂસું પાથર્યું ? પાછા ફરો કહું છુ ને પાછા ફરો કાળમુખાઓ.' માસ્તર ખૂબ જ ગુસ્સે થયા હતા. અકળામણના આંસુ પણ આંખમા ઊભરાતા હતા. વિદ્યાર્થીઓને પાછા આવવું પડચુ પણ સાચો ગુનગાર કોણ છે એ કોઈ જાણતું નહોતું. કાદવથી ખરડાએલા માસ્તર સાહેબનો દેદાર જોઈને સહુને હસવુ આવ્યું.

'કોણે કર્યું આ ? મારે તેનું નામ જાણવું જ પડશે' માસ્તરે અમને ધમકાવ્યા કોઈને ખબર નહોતી. સૌ એક બીજાની સામે શંકાની નજરે જોવા લાગ્યા. એક હું જ એવી હતી કે જેના મનમાં શંકાને સ્થાન નહોતું.

સૌની તપાસ થઇ રહ્યા બાદ આખરે મારો વારો આવ્યો.

'કુમારી ચકલી, આ કામ તમારું જ હશે. આખી નિશાળમાં તમે સૌથી વધારે તોફાની છો, બીજાઓનું આ કામ નથી.' મોં લૂછીને એણે મને તાકી તાકીને જોઇ.

'માસ્તરસાહેબ, મારી મશ્કરી કરો છો. જો છોકરાઓ હિંમત ન કરે તો હું શી રીતે કરી શકું? તમે કહ્યું કે હું તોફાની છું. પણ તેનો પુરાવો? મેં જબ્બર વિરોધ કરી તેમને સમજાવવાનો પ્રયત્ન કર્યો કે મારા પર અન્યાય થાય છે.

'હું કુ-પાનને સજા કરતો હતો ત્યારે તમે ક્યાં હતા?' માસ્તરે પૂછ્યું. આ તો તેની માત્ર શંકા જ હશે, કારણ એને મારી ગેરહાજરીની જાણ થઇ હોય એમ હું નથી માનતી. છતાં ય મેં તો સાવધાન રહેવામાં જ ડહાપણ માન્યું.

મેં જોયું કે માસ્તરસાહેબ બોલે છે તેમ કરવાના જ. 'લો. તમારે સાંભળવું જ હોય તો સાંભળો. હું સંડાસ ગઈ હતી.' મેં રોતી સૂરત બનાવીને કહ્યું.

છોકરાઓએ મહા મુશ્કેલીએ હસવું ખાળ્યું અને માસ્તર સાહેબ તો અમારા કરતાં ય વધારે ભોંઠા પડયા.

'ઠીક ઠીક. આપણે આ વિષે આવતીકાલે વાત કરીશું.'

અને અંતે અમને રજા મળી. રસ્તામાં સૌ પોતપોતાના તુક્કા લડાવતુ હતુ કે આ કામ કોણે કર્યું ? તેના પરિણામથી તો મોટાભાગના છોકરાઓ ખૂશ હતા પણ એક જણ બોલ્યોઃ

'પણ એનુ એકનુ એક પહેરણ ખરડાઈ ગયું એ તો સારુ ન જ કહેવાય.' બીજાએ ટાપશી પૂરી, 'પહેરણનું તો કંઈ નહિ પણ એની રખાતને તેની વાટ જોતાં બેસી રહેવું પડ્યું એ તો ખરેખર ખોટું થયું.'

આ મજાકમાં અમને બધાને ગમત પડી. પણ માસ્તરને પગરખાં પહેર્યા વિના નીકળવાની સલાહ આપનાર ડાહ્યા છોકરાને બીજે દિવસે ખૂબ ખૂબ ઠપકો સાંભળવો પડ્યો. એ બિચારાનો દોષ નહોતો એ દીવા જેવું ચોખ્ખું હોવા છતાં ય માસ્તરસાહેબનો કોપ તેના પર જ ઊતર્યો હતો.

## ૭ આત્મહત્યા કરવાનો અસફળ પ્રયાસ

ચાંગશા શહેરથી મારા મોટાભાઈએ મારી બા પર કાગળ લખ્યો, તેમાં મારી વિષે નીચે પ્રમાણે લખ્યું હતુંઃ

'મારી નાની બહેન ચકલી બહુ જ હોશિયાર છે અને તેને સારું શિક્ષણ આપવું જોઈએ. મને લાગે છે કે આવતે વરસે તેને દા-તુંગ કન્યશાળામાં આગળ ભણવા મોકલીને શિક્ષિકાની પરીક્ષામાં બેસવા જેટલો પાયો મજબૂત કરીએ તો સારું. થોડાંક વરસથી કન્યાશિક્ષણને પ્રોત્સાહન આપવા માટે ઘણી કન્યાશાળાઓ સ્થપાઈ છે. કૂપમંડૂકમાંથી છોકરીઓ બહાર નીકળે એ સારું જ ગણાય. આપણું કુટુંબ તો પુસ્તકની સુગંધને પારખનાર તરીકે પ્રખ્યાત છે. મને આશા છે કે મારી દયાળુ માતા, મારી નાની બહેન છોકરી છે એટલા જ કારણને લીધે તેને ઘરમાં ગોંધી નહિ જ રાખે.'

મોટાભાઈનું ઋણ મને ખૂબ જ મોટું લાગ્યું. મને ખરેખર ખબર નથી કે એ મારી તરફ આટલી બધી મમતા શામાટે રાખતા હતા. મારું ભાવી આશાભર્યું હતું. ખુશીની મારી તે રાતે મને ઊંઘ જ ન આવી. દા તુંગકન્યાશાળામાં હું ક્યારે જઈશ એમ મને થઈ ગયુ હતું. ખૂબ ખૂબ અભ્યાસ કરવાના અને મારા મોટાભાઈઓએ વાંચી હોય તેથી ય વધારે

ચોપડીઓ વાંચવાના મેં મનોરથ ઘડી નાખ્યા. મારા મનમાં તે જ વિચાર ઘોળાયા કરતો.

એ વખતે મારા બાપુ, મારો વચેટ ભાઈ અને નાનાભાઈ બહારગામ હતા. મોટીબહેનને બાળક આવ્યું હોવાથી તેની પળોજણમાંથી એ પરવારતી જ નહિ. તેને બાળક માટે દાઈ રાખવી હતી પણ કોઈએ એ વાત મંજૂર ન કરી.

'આવતી વસતઋતુમાં મારે દા તુંગકન્યાશાળામાં જવું જ છે.' મે બાને કહ્યું.

'હવે વધારે ભણીને તારે શું કરવું છે? તેં વાચ્યા છે એટલા જ પુસ્તકો એક છોકરીની જરૂરતથી વધારે છે તું કંઈ પુરુષ નથી. પુસ્તકોને તું શા ઉપયોગમાં લેવાની છો?'

બાએ મારા કહેવા પર ધ્યાન ન આપતા મને નિરાશાજનક ઉત્તર આપ્યો.

'મોટાભાઈએ પણ તને કહ્યું છે ને કે મને દા તુંગ કન્યાશાળામાં મોકલ?' મેં મીઠા મધ જેવા અવાજે કહ્યું.

'એને આવી બાબતોમાં શું સમજ પડે? એક માને પોતાની દીકરીને કેવી રીતે ઉછેરવી એ બીજાએ આવીને શીખવવું નહિ પડે. આવતા વરસથી તો તારે ભરતકામ શરૂ કરવાનું છે. અને મારે તારા પગ પણ સહેજ વધારે કસીને બાંધવા પડશે. આજે છો તેવી ને તેવી પરણાવી દઉં તો લોકો કહેશે કે મને દીકરીને ઉછેરતા ન આવડી.'

'પણ બા, મારે તો મારા ભાઈઓની જેમ ભણવું છે. મારે ભરતકામ નથી કરવું. ભાઈની જેમ મનેય તું શામાટે

ભણવા નથી દેતી? એમની જેવી જ હું પણ માણસ નથી કે શું?'

'ચુપ રહે. બહુ ફાટી છે તે! માણસજાતની તને શી ખબર પડે. છોકરાઓ ભણીને સરકારી અમલદારો બનશે. પણ તું તો છોકરી છો. અને છોકરી તો માત્ર સાસરિયાની આમન્યામાં રહીને ઘર સંભાળતી કહ્યાગરી વહુ અને સુશીલ માતા જ બની શકે તે માટે તારે વધારે ભણવાની જરૂર જ ક્યાં ઊભી થાય છે?'

એ વખતે હું કહી ન શકી કે મારે શામાટે બહારગામ જઈને ભણવું જોઈએ. બા જોડે ચર્ચા પણ ન કરી શકી કે છોકરા અને છોકરીઓ સમાન છે. અને છોકરીઓ ભણીને દુનિયામાં ઘણાં સારા કામ કરી શકે એ વાત તો ન જ ઉચ્ચારી શકી. મને તો એટલી જ ખબર હતી કે મારે ભણવું છે. મને ખાવુ ને પહેરવું ઓઢવું ગમે છે તેવી જ રીતે મને જ્ઞાન મેળવવાનો હોશ હતી. મને એ ન સમજાયું કે શામાટે છોકરીએ માત્ર પત્ની બનીને જ રહેવું જોઈએ, શામાટે તેણે ધણીને માટે સતત છોકરાંઓ જ જણી આપવા જોઈએ, શામાટે તેના પર જુલમ ગુજારવાનો સાસરિયાને હક છે. મારી મોટીબહેન પર આ બધું વીતી રહ્યું, હતું જ.

વટાણાના દાણા જેવડા મોટા મોટા આંસુના ટીપાં મારી આંખમાંથી ખરવા માંડ્યાં. મારું આખું શરીર ધ્રૂજતું હતું. બા આટલી ક્રૂર હશે એમ મેં ધાર્યુ નહોતું. એના વિકરાળ ચહેરો જોતાં પણ મને બીક લાગી.

'ઉપરાંત, તુ બહુ જ ખરાબ છોકરી છો.' મારા તરફ રોષભરી આંખે જોતાં બા બોલી. 'બીજા કોઈ પણ છોકરા કરતાં નિશાળમાં તુ વધારે તોફાની ગણાય છે. તારા માસ્તર જેવા કડક આદમી પણ તને તાબામાં રાખી શકતા નથી. હવે વધારે ભણીશ તો તુ સ્વર્ગમાં ય જઈને છીંડુ પાડે તેવી છો.'

તે દિવસથી, આગળ ભણવાની વાત ઉચ્ચારવાની પણ મનાઈ ફરમાવવામાં આવી. બા એમાં બાંધછોડ નહિ કરે એની મને ખાતરી હોવાથી બાપુના આવવાની વાટ જોવા ઉપરાંત મારી પાસે બીજો કોઈ માર્ગ નહોતો. પછી કદાચ આશા દેખાય તો ભલે. પરંતુ બાપુ વહુના હાથમાં રહેનારા વર હતા. બાની દરેક વાત મંજૂર રાખવા તે બંધાયેલા હતા. એટલે મારા ભણતર માટે ખાસ આશા તો હતી જ નહિ.

વસંત આવી. ધરતી ફરી નવા જીવનમાં પ્રવેશતી હતી. પણ મેં મરણયાત્રાની તૈયારી કરી. શરૂઆતમાં, તો મારા બાપુએ તેમજ મોટી માએ બન્નેએ હળવેકથી બાને કહી જોયું કે મને છ મહિના સુધી નિશાળમાં ભણવા દેવી. પણ બાએ ઘસીને ના પાડી દીધી. પછી મારી મોટી બહેન, મોટી ભાભી અને કાકીએ પણ મારી તરફેણમાં બે બોલ કહ્યા તો ય બા ન માની. જ્યારે મે જાણ્યું કે હવે મારે માટે આશાનો એકે ય તંતુ રહ્યો નથી ત્યારે મે આપઘાત કરવાનો નિર્ણય લઈ લીધો.

મારા ગામમાં, જ્યાં સુધી હું જાણતી હતી ત્યાં સુધી આપઘાત કરવાની માત્ર નીચેની જ રીતો હતીઃ

૧. ગળાફાંસો ખાવો.

૨. ડૂબી મરવું.

૩. દીવાસળીઓ ગળી જવી.

૪. અફીણ ખાવું.

૫. સોનાની વીંટી ગળી જવી.

૬. છરાથી ગરદન કાપી નાખવી.

બાળક તો આખરે બાળક જ રહ્યું. એ ભલેને આપઘાત કરવાનું ચેન લે પણ એ દર્દથી તો ગભરાય છે જ. આ ભલે હસવા જેવું લાગે, પણ એ એક હકીકત છે.

આપઘાત કરવાનો વિચાર મનમાં ઘોળાતો હતો ત્યારે દરરોજ હું આ છયે રીતોને કાળજીપૂર્વક તપાસી જતી. પહેલી વાત, મને ગળાફાંસો ખાઈને મરી ગયેલ મારી સગી બાઇ આવી. તેની બહાર લટકતી જીભ અને બિહામણો ચહેરો જોઈને એ રીત તો તરત જ પડતી મૂકી.

નદીમાં ડૂબવાનો વિચાર કર્યો. પણ તો તો મારા પેટમાં પાણી ભરાઈને એ ફૂલીને ઢોલકાં જેવું થઇ જાય અને મને પાણીમાંથી બહાર કાઢનાર પુરુષ મારાં કપડાં ઉતારીને પેટમાંથી પાણી બહાર કાઢવા માંડશે એટલે ડૂબવાનું પણ

બાજુએ મૂક્યું. એ દિવસોમાં હું માનતી કે છોકરીનો નાગો દેહ પુરુષની નજરે ન જ પડવો જોઇએ.

ત્રીજી રીત દીવાસળી ગળવાની. પણ તેની દુર્ગંધથી જ મારું માથું ફરી જતું. ચોથી રીત તો શક્ય જ નહોતી કારણ અફીણ ક્યાંથી કાઢવું ? અને મારી પાસે સોનાની વીંટી ય નહોતી કે જેથી એ રીત અજમાવું. પણ ખરું કહું તો મારી પાસે હોત તો ય એને ગળતાં મારો જીવ ન ચાલત, કારણ કે નાનપણમાં પૈસો ગળ્યો હતો તેની યાતના હું ભૂલી નહોતી.

છઠ્ઠી રીત ગળું કાપવાની, પણ ઘા ઊંડો ન જાય અને મરતા વાર લાગે તો ? એ દર્દ તો સહન ન જ કરી શકાય. અને મને સાજી કરવા માટે કોઈ સારા સર્જનને બોલાવી લાવે તો બધી બાજી જ મારી જાય. આખરે મેં આમરણાંત ઉપવાસ કરવાનું નક્કી કર્યું.

એ દિવસ સુધી હું ખાટલામાંથી ઊઠી જ નહિ, બધાંને લાગ્યું કે હું માંદી છું. બાએ તરત જ દાક્તરને તેડાવ્યો-એ બીજા કોઇ નહિ પણ મારા માસ્તર સાહેબ જ હતા. અને તેમણે કહ્યું કે છોકરીના નખમાં ય રોગ નથી.

મને ભૂખી તરસી આંસુ સારતી જોઈને મારી મોટી બહેનને ખૂબ જ લાગી આવતું અને તે વારંવાર મારી પથારી પાસે આવીને દિલાસો આપતી: 'મારી ડાહી નાની બેન ! તમને થયું છે શું ? મારાથી બની શકે તેમ હોય તો કહો, હું જરૂર કરીશ.'

'મારે માટે કોઈ કશું જ કરી શકે તેમ નથી.' આંખમાંથી ચોધાર આંસુ ચાલ્યા જતા હતા.

'મને કહો તો ખરા ?'

'મારે....મારે....આગળ ભણવું છે.' આ શબ્દો સાંભળીને બહેન પણ રોઈ પડી. એને પોતાનું દુઃખ તો હતું જ તેમાં વળી મારું સાંભળીને બિચારીની કેડ જ ભાંગી ગઈ.

મારી બા તો જાણતી જ હશે કે મને તો માત્ર આગળ ભણવાની જ લત લાગી છે એટલે તે કદી મારી તરફ જોતી ય નહિ. આથી તો મારી જિંદગીનો અંત આણવાનો નિર્ણય વધારે પાકો થયો.

'મારી બાને જો મારી પર ખરેખરું હેત હોત તો હું મરવા પડી છું છતાં ય મને ભણવાની રજા કેમ ન આપે !' બાના વહાલ વિષે મારા મનમાં શંકા પેદા થઈ. પણ બીજે જ દિવસે બાએ નમતું મૂક્યું: કારણ તેને બીક લાગી કે હું ખરેખર મરી જઈશ. પણ તેણે એક શરત મૂકી કે બે વરસ સુધી ઘરે રહીને સારી દીકરી બનું તો તે મારી ઇચ્છા પૂરી કરશે, નહિ તો થોડા વખતમાં જ તેમને પરણાવી દેશે.

આશાના આ કાચા તાંતણે મારા પ્રાણ બચાવી લીધા.

## ૧ મારી પહેલી શાળા

આ બે વરસ દરમ્યાન મેં આદર્શ કન્યા બનવાનો પ્રયાસ કર્યો. મને આશા છે કે એમાં હું અત્યંત સફળ થઈ એમ કહું તો હું અહંકારી નહિ ગણાઉં. ગમે તેમ હોય, પણ મારી બાને પણ એ સંતોષકારક લાગ્યું જ અને બાને રીઝવવી એ કંઈ સહેલું નથી જ. હું બાર વરસની થઈ ત્યારે તેણે પોતાના વચન પ્રમાણે મને દા-તુંગ કન્યાશાળામાં મોકલી.

આ પ્રાથમિક શાળા મારા ગામડાની ખાનગી શાળા કરતાં જુદીજ જાતની છે. તેના દરવાજામાં પગ મૂકતાવેંત મેં નાચતી કૂદતી, દડાની રમતો રમતી ઊછળતી છોકરીઓને જોઈ ત્યારે મને એમ જ લાગ્યું કે હું સ્વર્ગભૂમિ પર પગ મૂકું છું. મારા અંતરમાં અદ્દશ્ય આનંદ ઉભરાતો હતો. અરેરે આ માનસિક આનંદને શમાવી દેતી શારીરિક કમજોરી યાદ આવતાં મારું કાળજું ચીરાઈ ગયું. મારા બાંધેલ પગે આ આઝાદ છોકરીઓને હું શી રીતે પહોંચી શકીશ? મારા પગ બાંધેલા જ રહે એ શરતે જ બાએ મને અહીં મોકલી હતી. હવે મારે શું કરવું? અલબત્ મારી જેવી જ

બીજી કમનસીબ બાળાઓ અહીં ભણતી હતી. પગની બાબતમાં સ્વાતંત્ર્ય માણતી કેટલીક માયાળુ છોકરીઓ અમને આ ખોટને તિલાંજલિ આપવા સમજાવતી પણ ખરી નિશાળમાં આવવાની લાલચે જ મેં પગ બાંધવાની વાત સ્વીકારી હતી. હવે ત્યાં પહોંચ્યા પછી એ વચન તોડવાનું મને મન થયું. થોડા દિવસોમાં જ આ 'સોનેરી કમળ' ચરણુ મને લાછનરૂપ લાગવા માંડયા અને હળવે હળવે મેં તમામ પાટાઓ ઉખેળી નાખ્યા. મારા પગ ફરી આઝાદીની મજા ચાખતા થયા. મૂશળધાર વરસાદમાં હું ઉઘાડે પગે આંગણામા દોડી ગઈ. સગ્ગ ધરતીનો સ્પર્શ કેટલો આલ્હાદક હોય છે? અને એ કુદરતી આનંદ કેટલા વરસો બાદ અનુભવતી હતી!

આ નિશાળમાં ચાંગશાથી આવેલ બે શિક્ષિકાઓ હતી. આ સુફલિસ શહેરમાં પ્રાંતનુ પાટનગર જેણે જોયું હોય તેણે આખી દુનિયા જોઈ હોય એમ ગણાતું. મારી બહેનપણીઓ પાસેથી મેં જાણ્યું કે આ બન્ને વિધવાઓ હતી તેમાંની એક, શ્રીમતી ચેંગને પોતાના બાળકો ન હોવાથી તેનુ જીવન વધારે વેરાન લાગતું. એ બન્ને અમને પોતાના જ બાળકો ગણતા અને અમને પણ એમના પર બહુ જ વહાલ આવતું. 'ચેંગ બેન' અને 'ચાઉ બેન' અમારા પર અમારી માતાઓ કરતાં પણ વધારે મમતા રાખતા. અમને તે ચીવટથી અભ્યાસ કરવાની અને પગ બાંધવાની શિખામણ આપતા.

અમારું જીવન ખૂબ સુખી હતું. વિદ્યાર્થિનીઓ વચ્ચે સગી બહેનો કરતાં ય વિશેષ હેત પ્રીત હતી. અમને કશુંક ન સમજાય તો નાની છોકરીઓ મોટીને પૂછતી અને જૂની વિદ્યાર્થિનીઓ નવી આવનારને મદદ કરતી. વર્ગ પૂરા થતાં અમે યૂંગ ચા પર્વત પર અથવા તો સાન-ચીના પુલ પર રમવા જતા. અમને દુનિયાદારીનું કશું ભાન નહોતું. આવા એક-ધારા સુખી જીવનપ્રવાહમાં અચાનક દુઃખનો નાનકડો વંટોળ ઊભો થયો. અમારા ડ્રોઇંગમાસ્તર શ્રી. ચુંગ અને ચેંગબેનને નિશાળ છોડવી પડી. વાત એમ બની. હસમુખા ચુંગ. માસ્તરને બાળકો સાથે રમવું બહુ જ ગમતું અને અમારે મન પણ તે બિહામણા શિક્ષક નહિ પણ વહાલસોયા મિત્ર જ હતા.

એકવાર ચેંગ બહેને અમને બોલાવીને કહ્યું કે પુરુષ શિક્ષકની જોડે અમારે વાતો ન કરવી. ચોપડીમાંથી આંખ ઊંચી ન કરવી. ચુંગ માસ્તર જુવાન છે. તેમને હસવું ગમે છે. પણ કન્યાશાળામાં પુરુષને શિક્ષક તરીકે રાખવો એ જ અમારે માટે તો મોટી ઉપાધિ છે તમે હજી કુંવારી બાળાઓ છો. અને તમારે લાજમર્યાદા કડક રીતે પાળવી જોઈએ. સુધારક વિચારો રાખશો તે નહિ ચાલે.

આ હતો બૉંબનો ધડાકો! અમને બધાને થયું કે ચુંગ બહેને અમારું અપમાન કર્યું છે. આખી નિશાળે તેનો વિરોધ કર્યો અને ત્રણ દિવસમાં તો વાત શહેર ભરમાં ફેલાઈ ગઈ. કેમ જાણે ધરતીકંપ ન થયો હોય!

અમે તો નિર્દોષ બાળકો હતા. દુનિયાની બુરાઈ અમે જાણતા નહોતા. ચેંગ બહેને શિખામણ આપી તેને બીજે જ દિવસે પહેલો વર્ગ હતો વનસ્પતિ શાસ્ત્રનો. ચુંગ સાહેબ કલાસ લેવા આવ્યા. અમે બધા ડાહ્યા બનીને બેઠા હતા સોય પડે તો ય સંભળાય એવી શાંતિ વર્ગમાં છવાઈ ગઈ.

'ચોપડીઓ ઉઘાડો.' હંમેશની માફક હસીને ચુંગ માસ્તર બોલ્યા.

પણ અમારામાંથી ન કોઈ બોલ્યું કે ચાલ્યું. આ વાત માસ્તરસાહેબના ધ્યાન બહાર ગઈ. તેમણે પોતાની ચોપડી ઉઘાડી અને પૂછ્યું: 'કોબીની જાત કઇ ? અને તેના ફૂલ કઇ જાતના હોય છે ? મિન–કોન ! તું જવાબ આપ.'

મિન–કોન એ મારું નામ હતું. બાપુએ એ જ નામ નિશાળના રજીસ્ટરમાં નોધાવ્યું હતું. તેનો અર્થ થાય છે 'ડુંગરની ગાનારી.' હું ચુપચાપ બેસી રહી.

'શું ! તને નથી આવડતું ? તો સુન–સીન ! તું બોલ.' પણ મારે પગલે ચાલીને સુન–સીને પણ ન તો જવાબ આપ્યો કે ન તેણે માસ્તર સામે જોયું.

'તમને થયું છે શું ? અચાનક બધા મૂંગા તો નથી થઇ ગયા ને ?' માસ્તર મૂંઝવણમાં હતા છતાં ય તેમનું આકર્ષક સ્મિત તો હોઠ પરથી ખસ્યું જ નહોતું.

'માફ કરો માસ્તર સાહેબ!' અમારી નેતા હો શીન બોલી. એની હિંમતના મનોમન વખાણ કરીને અમે તેની

તરફ જોઈ રહ્યા. 'અમે મૂંગા નથી. પણ તમને જવાબ ન આપવાનું ચોક્કસ કારણ છે.'

'શું છે ?' માસ્તરના ચહેરાનો રંગ બદલાઈ ગયો.

'વાત બહુ લાંબી છે.' 'હો-શીન બોલી. 'પણ હું તમને ટૂંકમાં જણાવું. ચેંગ બહેને અમને તમારી જોડે વાત કરવાની મના કરી છે એટલે અમે તમને જવાબ આપીએ અને તેને શંકા આવે કે અમે મર્યાદાનું ઉલ્લંઘન કરીએ છીએ, એ જ બીકે અમે તમને જવાબ આપતા નથી. હવે તમે અમારી મુશ્કેલી જાણી શકો છો.'

'બહુ સારું. હું મારુ રાજીનામું આપી દઇશ. તમારા શિક્ષક બનવાની મારામાં લાયકાત નથી.' ગુસ્સાથી એમનું મોં લાલચોળ બની ગયુ હતું. ચોપડીઓ ઉપાડીને તેઓ ચાલતા થયા.

કેમ જાણે કશું જાણતા જ ન હોય તેમ ચેંગ બહેને આવીને પૂછયું કે 'ઘંટ વાગ્યા પહેલાં જ ચુંગ માસ્તર શામાટે ચાલ્યા ગયા ?'

'તેમને જ જઇને પૂછોને ?' અમારામાંથી કેટલીક છોકરીઓ બોલી ઊઠી.

આખરે તે ચુંગમાસ્તરને પાછા બોલાવવા ગયા પણ કહ્યું કે તમે હસવું ઓછું કરો તો સારું. કારણ નિશાળમાં નાની છોકરીઓ ભણે છે. અને બહારના લોકો તેમને એક બીજા સામે હસતી જુએ તો ખોટી વાતો થાય.

'મારે હસવું નહિ? માગ ભણાવવા માથે તેને શું લાગે વળગે છે?' ચુગ માસ્તર ધૂઆપૂંઆ થતા બોલ્યા· 'હું હસવા માટે જ સર્જાયો છુ. ગમે તેને અને ગમે તે જોઇને મને હસવુ આવે છે. કૂતરા કે સુવરને જોઇને ય રોતી સૂરત બનાવતા મને આવડતું નથી. હું ફૂલ, ઝાડ, પંખી કે પશુની સામે પણ હસતી આંખે જ જોઉં છું. હસવામાં ખોટું શુ છે! એ કઇ સાપ કે વાઘ તો નથી ને?'

ચુગ માસ્તરે ગજીનામું આપી દીધું. બીજા વર્ગની છોકરીઓએ પણ અમને સાથ આપ્યો. તેમણે કહ્યું કે ચુંગ માસ્તર જેવા ઉમદા શિક્ષકને આપણે પાછા લાવવા જ જોઇએ. હેડમાસ્તરે અમને સલાહ આપી કે દરેક વર્ગના બબ્બે પ્રતિનિધિઓ જઇને ચુગમાસ્તરને મનાવી લાવે. ત્રીજે દિવસે ચુંગમાસ્તર નિશાળમા આવ્યા પણ ખરા. અમને લાગ્યું કે એ કાયમને માટે આવતા હશે. પરતુ એ તો અમારી આખરી વિદાય લેવા આવ્યા હતા.

'મારા વિદ્યાર્થીઓ!' ગભીર સ્વરે એ બોલ્યા. પોતાના સ્વાભાવિક સ્મિતને દબાવી દેવામાં આજે તે સફળ બન્યા હતા. પ્રેક્ષકગૃહ ચિક્કાર હતું. માંદી છોકરીઓ પણ તેમને સાંભળવા ઉત્સુક હતી. 'આજે હું તમારી પાસે વિદાય માગવા આવ્યો છું. ગુસ્સાને લીધે હું વધારે બોલી શકતો નથી. માત્ર આટલી જ સલાહ આપું છું. મુશ્કેલ સજોગોમા આજે તમે કામ કરો છો. ધ્યાન દઇને અભ્યાસ કરજો કે જેથી મોટા થઇને તમે આ ગદા સમાજને પલ-

ટાવી નાખવામાં મદદરૂપ નીવડો. છોકરાઓની જેટલી જ બુદ્ધિ તમારામાં પણ છે. જૂનવાણી રૂઢિઓનો ત્રાસ તમારે શામાટે સહન કરી લેવો જોઈએ? જ્ઞાન મેળવવા તમે નિશાળમાં આવ્યા છો. પણ તમારી તરફ આવું જ વર્તન ચાલુ રહે તો તમે કેમ શીખી શકશો? માસ્તર સાથે આઝાદીથી વાત ન કરી શકો એ તમારું વાણી સ્વાતંત્ર્ય ગુમાવ્યા બરાબર જ છે. તમારાથી હસાય નહિ, વાતચીત ન થાય-વધારે શું કહું? મને આશા છે કે આ પ્રસંગનો કડક બોધપાઠ તમે લેશો જ. જૂનવાણી રૂઢિઓ સામે તમારે ઝૂઝવું જોઈએ અને સ્વાતંત્ર્ય માટે લડવું જોઈએ.

'હું તો આવા સંજોગોમાં અહીં રહી શકું તેમ નથી. આવતી કાલે ચાલ્યો જઈશ અને મૂળભૂત ફેરફાર ન થાય ત્યાં સુધી હું અહીં ફરી પગ મૂકવાનો નથી. આવજો-મારા વિદ્યાર્થીઓ! તમારા માટે પ્રાર્થના કરું છું કે તમારું ભાવી ઉજ્જ્વલ બને અને આઝાદી માટે લડવાની તમારામાં શક્તિ આવે.'

માસ્તર જવાના છે એ સાંભળીને અમે ધ્રૂજી ઊઠયા. આંસુ ભરી આંખે અમે તેમને જતાં જોઇ રહ્યા. તેઓ ગયા. અરેરે, અમારા માયાળુ મદદરૂપ ચુંગસાહેબ હવે અમારી સાથે નહોતા. બાગના સક્કરજનની જેમ વસંત લહરી અમારી પાસેથી દૂર ચાલી ગઇ હતી. ઘેટાંના ટોળાનો ગોવાળ અચાનક ચાલ્યો ગયો હતો. અમે અધીરા બની આસપાસ જોયું અને રોઇ પડ્યાં.

'ઓ વહાલા માસ્તર સાહેબ! પાછા ક્યારે આવશો?'

પણ મુસીબત એટલેથી જ ન પતી. છોકરાઓની નિશાળમાં આ ખબર પહોંચ્યા અને તેમણે હડતાળ પાડી. ચુંગમાસ્તર તેમને પણ વનસ્પતિશાસ્ત્ર ભણાવતા. તેમણે માગ ઉઠાવી કે ચુંગમાસ્તરને પાછા બોલાવો. અમે છોકરીઓ તો હડતાળ પર હતી જ. ચેંગ બહેને અમારી પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડી છે એમ અમને લાગ્યું. અને એ લાંછન દૂર થાય એવું કશુંક સત્તાવાળાઓ તરફથી થવું જોઇએ એમ અમે કહેતા હતા. અમારી માગણી હતી કે ચેંગબહેનને નિશાળમાંથી છૂટા કરવામાં ન આવે તો અમે બધા પોતપોતાને ઘરે ચાલ્યા જઇશું.

કેટલાક દિવસો સુધી આમ ને આમ ચાલ્યું. આખરે માંદગીનું બહાનું કાઢીને ચેંગ બહેન કાયમની રજા પર ઊતરી ગયા. અમને જો કે આથી સંતોષ ન જ થયો, કારણ તેમને કાઢી મૂકવાને બદલે તેઓ પોતાની મરજીથી જ છૂટા થતા હતા. સત્તાવાળાઓને અમારું વર્તન નહોતું રુચતું કારણ તે અમને વધારે પડતા બંડખોર ગણતા હતા.

બે અઠવાડિયા સુધી વર્ગ ચાલ્યા બાદ વહેલી પરીક્ષાઓ લેવાનું નક્કી થયું અને ઉનાળાની રજાઓ હંમેશ કરતાં વહેલી પાડી અમને ઘરે મોકલાવી દીધા.

## ૨ નવી શાળાઓ–નવી મુશ્કેલીઓ

પાનખર આવી. રજાઓ પૂરી થઇ. નિશાળે જવાનો વખત થયો.

મારા મોટા પગ જોઇને બાની તો છાતી જ બેસી ગઇ હતી. તેણે મને સખ્ત ઠપકો આપ્યો અને માબાપની ઇચ્છાની અવગણના કરવા માટે નિશાળના સંચાલકો સામે બળાપો કર્યો. છપ્પરપગી દીકરી તેને ડંખ્યા કરતી. તેની 'સોનેરી કમળ' જેવા પગ બનાવવા માટે લીધેલ તમામ મહેનત પર પાણી ફેરવાઇ ગયું હતું.

મને ફરી નિશાળે મોકલાવા તે તો રાજી નહોતી જ પણ મેં અને મારા બાપુએ તેને ખૂબ આજીજી કરી. મારા સારા નસીબે નિશાળનો અહેવાલ પણ સારો હતો. ઊંચામાં ઊંચી શ્રેણીમાં હું પહેલે નંબરે પાસ થઇ હતી. પણ બા સંચાલકો પર નાખુશ હોવાને લીધે મને તાલુકા શહેરની બીજી કન્યાશાળામાં મોકલવાનું નક્કી થયું.

દા-તુંગ શહેરથી આવનાર હું એકલી જ હોવાને કારણે શરૂઆતમાં તો મને બહુ જ એકલું એકલું લાગતું. મારી બોલી જુદી પડતી અને મહિના દોઢ મહિના સુધી તો એક પણ બહેનપણી ન મળી. બીજાઓને ખેલ કરતા જોઇને હું

ખસિયાણી પડી જતી. વર્ગ પૂરા થાય કે તરત હું મારા ઓરડામાં જઈને વાંચવા માંડતી. લાયબ્રેરીમાંથી 'યુવક-પત્ર' અને 'નાના મિત્રો' જેવા સામાયિકો સાથે લાવતી. એ દિવસોમાં વાર્તાઓ અને ડિટેક્ટીવ નોવેલો વાંચવાનો પણ મને શોખ હતો.

એક દિવસ, નોટિસ બોર્ડ પર મેં મારા નામની ચીઠ્ઠી જોઈ. મારા વચલા ભાઈએ મને શાન્સી પ્રાંતમાંથી નવી ચોપડીઓનું પાર્સલ મોકલાવ્યું હતું તેની આ રસીદ હતી. આ પુસ્તકોએ મારા પર ઊંડી છાપ પાડી છે. હું એટલી ખુશ હતી કે મેં બીજી છોકરીઓને જઈને કહ્યું: 'જુઓ, જુઓ, મારા પાર્સલ પર કેટલી બધી ટિકિટો છે. ઠેઠ શાન્સી પ્રાંતથી એ આવ્યું છે!'

હું કંઈ સારી વક્તા નહોતી. વ્યાસપીઠ પર ચડું કે મારી જીભ થોથરાવા માંડતી. શરીર ઠંડુગાર થતું અને ચહેરો સફેદ પૂણી જેવો બની જતો. હું શું બોલું છું તેનું ભાન પણ ન રહેતું. મોટા ભાઈએ મોકલાવેલ ભાષણોએ મને ખૂબ સહાય કરી. એમણે પ્રગતિશીલ સાહિત્ય મોકલાવ્યું હતું. રાતોરાત ઉજાગરા કરીને એ હું વાંચતી. ત્યારથી જ મને નૂતન સાહિત્ય ગમવા માંડ્યું છે. ત્રણ ત્રણ ચચ્ચાર વખત એ ચોપડીઓ હું વાંચી ગઈ. જેમ જેમ વધારે વાંચતી તેમ તેમ જુની વાતો નવે જ રૂપે દેખાતી.

એ દિવસોમા વિદ્યાર્થીઓના સારા હસ્તાક્ષરોનું, ચિત્રોનું અને નિબંધોનું જાહેર પ્રદર્શન થતું. પણ મને ઉતાવળે

લખવાની આદત હોવાથી મારા હસ્તાક્ષરને તેમાં કદી ય સ્થાન ન મળતું. પણ મારા નાનકડા નિબંધો જરૂર સૌનું ધ્યાન ખેંચતા.

સારા હસ્તાક્ષરના નમૂનાની કૉપીઓ, બાપુએ મને મોકલાવી હતી. પણ હું કદી ય એની નકલ ન કરતી. એક-વાર મારા પત્રના કીડી મકોડી જેવા અક્ષરો જોઈને બાપુ ખાસ નદી ઓળંગીને મને ધમકાવવા આવ્યા.

'તારા અક્ષર તદ્દન ખરાબ છે. તું કોનો નમૂનો વાપરે છે ?'

'હું....હું.....'

'કોનો નમૂનો ?' બાપુ ખૂબ ગુસ્સામાં હતા.

'મિન–કોનનો નમૂનો.'

'શું ?' આ અજાણ્યા અક્ષરનું નામ સાંભળીને બાપુ મૂંઝવણમાં મૂકાયા.

'હું કોઈનો નમૂનો વાપરતી નથી. હું મારી મેળે જ લખું છું.'

બાપુને મજા આવી. તેઓ હસી પડયા.

થોડા જ દિવસોમાં મને અહીંથી ઉઠાડી બીજી નિશા-ળમાં બેસાડવામાં આવી. પી–પેંગ શહેરની સારી નિશાળમાં મોકલવા માટે બાએ સંમતિ આપી છે એ વાત, તેણે પોતાના

મોઢે ન કહી ત્યાં સુધી હું સાચી જ માની શકતી નહોતી.

'પી-યેંગમાં તારો મોટોભાઇ હેડમાસ્તર છે. અને તારી મોટીભાભી વતન આવીને રહેવાની સાફ ના પાડે છે એટલે મને લાગ્યું કે તું એમની જોડે રહે તો ત્યાં વધારે સારી રીતે તારી સંભાળ રાખી શકાય.'

બાનો કેમ આભાર માનવો એજ મને ત્યારે સમજાતું નહોતું. મને થયું કે આવી પ્રેમાળ, સમજુ માતા દુનિયામાં બીજી હોઇ શકે જ નહિ.

અમારે ગામથી પી-યેંગ શહેર સો માઇલ દૂર હતું. મછવામાં બેસીને જો પવન પાધરો પડે તો ત્યાં ચાર દિવસે પહોંચાય. આટલે દૂર બા મને ભણુવા મોકલશે એમ મને સ્વપ્ને ય ખ્યાલ શી રીતે આવે ?

મને લાગે છે કે હદપારી એ મારા છઠ્ઠીના લેખમાં જ લખાઇને આવી છે. કારણ વતનથી દૂર રહેતા મને લેશમાત્ર અફસોસ થયો નહિ. મને વિદાય આપતી વખતે મોટી મા, બા અને મોટીબહેન રોયા ત્યારે મારી આંખમાં આંસુ આવ્યા ખરા પણ મછવો ચાલ્યો ત્યારે મારું અંતર હળવું ફૂલ જેવું હતું. કુદરતની સુંદરતામાં હું ચુપચાપ રસના ઘૂંટડા ગળતી હતી.

શનિવારે હું પી-યેંગ પહોંચી અને મોટાભાઇએ મને ચીન-ચી-કન્યાશાળામાં દાખલ કરી. તેની મુખ્ય સંચાલક

હતી નોર્વેથી આવેલ કુમારી ઈલા. ચાલીસ વરસની ઉંમરે ય એ હજી કુંવારી હતી. આ સ્કૂલમાં મેટ્રીક અને કોલેજના વર્ગો પણ હતા. એની સાધનસામગ્રી સારી હતી. તાલીમ પામેલા શિક્ષકો હતા. વિદ્યાર્થીઓની સંખ્યા બે હજારથી વધારે હશે. અને અમે બધા 'ઇશ્વર' ની છત્રછાયા તળે રહેતા.

પણ હું તો 'જંગલી' છું. નાનપણથી જ હું છોકરાઓ સાથે ઊછરી છું. મને કોઇની બીક લાગતી નથી—'પરદેશી રાક્ષસો'ની પણ નહિ. મીશન સ્કૂલની પ્રવેશ-પરીક્ષા આટલી બધી અઘરી હશે એમ મેં ધાર્યું નહોતું. માધ્યમિક શાળાના પહેલા વરસમાંથી હું આવતી હોવાથી મને અહીં બીજા વરસમાં દાખલ કરશે એમજ મેં માન્યું હતું. મને અહીં ફરી પહેલા વરસમાં જ દાખલ કરશે એવો ખ્યાલે ય શાનો આવે ? કદાચ, અંગ્રેજી અને ગણિતના પેપરો મેં સારા કર્યા નહિ હોય, કારણ સવાલો અઘરા તો હતા જ. મારી જૂની શાળામાં મને ઘણા વિષયો શીખવ્યા નહોતા એટલે મારે હૈયાઉકલતથી જ કામ લેવાનું રહ્યું. આખરે મને પહેલા વર્ષની બીજી ટર્મમાં દાખલ કરી.

મારા જેવી ગામડિયણ અચાનક ચાર માળાના પરદેશી ભવનમાં રહેવા માંડે ત્યારે એક ભિખારી મહેલમાં આવે તેવી જ એની દશા થાય. માત્ર ગરીબને જ ફી માફ હતી અને મારું કુટુંબ તો ખાધેપીધે સુખી ગણાતું હોવાથી મારે બોર્ડિંગને માટે ટર્મના દસ ડોલર આપવા પડતા.

હા, અહીંનું જીવન સુખી ગણાય. ત્યે નદીને કિનારે આલેશાન મકાન, સ્વચ્છ હવા, ખુશનુમા સૂર્યાસ્તમાં તરતી હોડીઓ અને માછીમારના ગીતો અમને મંત્રમુગ્ધ બનાવતા. ઉનાળનો સૂર્યોદય તો ખરેખર સુંદર હતો. મને તેજસ્વી સૂરજ એટલો ગમે છે કે બસ. બ્રહ્માંડ પર તપતો ધીર ગંભીર ભવ્ય સૂરજ!

વરસાદ ન આવતો હોય તો હું વહેલી ઊઠીને ઊગતા સૂરજના દર્શન કરવા દોડી જતી. મને કસરતનો પણ શોખ હતો. મારો બાંધો મજબૂત અને તંદુરસ્ત છે.

વિદ્યાર્થીઓમાં હું માનીતી હતી. 'યુનિઅન જેક પર સૂરજ આથમતો નથી' એ વિષય પર નિબંધ લખવાનો મેં ઇન્કાર કર્યો હતો, શાહીવાદની વિરુદ્ધ મત જાહેર કર્યો હતો છતાં ય માસ્તર મને વઢવાને બદલે હું હોશિયાર છું એમજ કહેતા. નિશાળમાં મને 'આનંદની રાણી' કહીને બોલાવતા, કારણ હું ભણવાની ચિંતા ન કરતી અને સદાય ચકલીની જેમ હસતી રમતી જ દેખાતી.

પણ બીજા કોઈ જાણતા નહોતા કે હું અહીં આવી તે દિવસથી જ મારા દિલમાં એક જાતની અકળામણ થાય છે. હું ઇશ્વરમાં માનતી નહોતી. બાઇબલ વાંચવું મને ગમતું નહિ. ભોજનપ્રસંગે મને એમ બોલતા ચીડ ચડતી કે 'સ્વર્ગમાં વસતા પિતા, 'તારું નામ ઉજ્જ્વલ બને... ..' પ્રાર્થનાને વખતે, સવાર સાંજ હું ગંદા પાયખાનામાં છુપાઇ જતી.

એકવાર કુમારી વુએ મને પકડી પાડી. આમારી પર દેખરેખ રાખવાની તેની ફરજ હોવાથી તે જાણી ગઈ કે જમવા માટે હું દરરોજ મોડી આવું છું.

'બીજાઓ કરતાં તને હંમેશ મોડું કેમ થાય છે ?'

'કારણ હું ત્યારે વાંચું છું અને મને ઘંટ સંભળાતો નથી.'

'શું વાંચે છે ?'

'બાઇબલ.'

'ખરેખર ? પણ હું તો ધારતી હતી કે તને બાઇબલ ગમતું નથી.'

'કોણે કહ્યુ કે મને બાઇબલ ગમતું નથી ? શરૂઆતમાં મને એ ન ગમ્યુ પણ હવે મને લાગે છે કે દુનિયાનો તારણ-હાર ભગવાન જ છે. મારે તેનામાં શ્રદ્ધા રાખવી જોઇએ. તેને ભાવપૂર્વક ભજવો જોઇએ.'

'ખોટું કદી બોલવું નહિ.' અને જો, હવેથી રોજ વખત સર પ્રાર્થના વખતે હાજર રહેજે.' હમીને કુમારી વુએ મારા વાળ પંપાળ્યા.

'જરૂર.' હું મોટેથી બોલી પણ મનમાં બબડી, 'એક ભગવાન જ જાણે છે.'

તે દિવસોમાં હું તદ્દન અજ્ઞાન અને અણસમજુ હતી. મારા નૈતિક મૂલ્યો કોઈ સિદ્ધ થયેલ ઊંડી ફિલસૂફીને આધારે

બંધાયા નહોતા. મને તો એટલી જ ખબર હતી કે ભગવાન જેવી કોઈ વાત હયાત નથી અને શ્રદ્ધાળુ લોકો મૂરખ છે. હું મારા મનને પૂછતી કે ભગવાન હોત તો દર રવિવારે પ્રાર્થના કરવા આવતાં ગરીબ દુઃખીઆરા લોકો શામાટે હંમેશાં ગરીબ જ રહે છે ? એ જે ભગવાનને માને છે તે તેમને ખોરાક, કપડાં અને રહેવાનું ઘર શા માટે નથી આપતો ? શા માટે એ એમના માંદલા શરીરને સાજા નથી કરતો અને રોજી નથી આપતો ? 'આ પાપીઓને તે સજા કરી રહ્યો છે' એ કહેવાનું બહાનું સાંભળી મને તેના પર ધિક્કાર આવતો. એ છીછરી દલીલ મારે ગળે ન ઊતરતી. મને લાગતું કે મનુષ્ય જ ભગવાન છે. માણસને હાથે જ પૃથ્વી ઘડાઈ છે. આપણું હિત અહિત આપણા જ હાથમાં છે, ભગવાનના નહિ. ભગવાન જેવી કોઇ વ્યક્તિ છે એ વાતમાં મને જરા ય વિશ્વાસ નહોતો.

મારા વિચારો મારા મોટા ભાઈ સારી રીતે જાણતા હતા. તરત જ તેમણે આવીને મને ચેતવણી આપી.

'નાની બેન, નવી ઉપાધિઓ વહોરવી છોડી દે નહિ તો તને આ લોકો નિશાળમાંથી કાઢી મૂકશે. પછી મારે તને ફરજીઆત ઘરે પાછી મોકલાવી દેવી પડશે. અને તું ફરી ભણવાનું નામ નહિ લઇ શકે.'

એ રાતે મને ઊંઘ ન આવી. મારે શું કરવું ? ગમે તે કરું તો ય ભગવાનમાં શ્રદ્ધા બેસતી જ નહોતી. માત્ર

એટલા ખાતર જ મારે નિશાળ છોડવી પડે તો જેવા માગ નસીબ.

૭મી મેનો દિવસ ઊગ્યો. અમારો રાષ્ટ્રીય શરમનો એ દિવસ હતો, જાપાને આ દિવસે ચીન પાસે શાંતતુંગ પ્રાંતમાં ખાસ અધિકારો માગતા એકવીસ મુદ્દાઓ રજૂ કર્યા હતા. તે માટે વિરોધ સભાઓમાં ભાગ લેવાની સગવડ કરી આપવા માટે શહેરની જાહેર સસ્થાઓ અને શાળાઓ આ દિવસે બધ રહેતી. વિદ્યાર્થી મંડળ તરફથી અમારી શાળાને પણ બે દિવસ પહેલાં એક એલાન આવ્યું હતું. તેમાં ૭મી મેને દિવસે સવારે આઠ વાગે સરઘસમાં જોડાવાની સૌને વિનતિ કરી હતી. સંચાલકે આ એલાન તો સૌને બતાવ્યુ પણ રજા ન પાડી.

'આજે આપણી નિશાળ બધ કેમ નથી?' સવારનો ઘંટ સાંભળીને મેં મારી બહેનપણીને પૂછ્યું.

'શા માટે?' એ તો ભૂલી જ ગઈ હતી કે આજે કયો દિવસ છે.

'આજે રાષ્ટ્રીય-શરમ દિન છે, એ જાણતી નથી?'

'એવા પ્રસંગોમા આ નિશાળ કદી ય ભાગ લેતી નથી.'

'એટલે, આપણે સરઘસમાં નથી જવાના?'

'નહિસ્તો.'

'શા માટે?'

'તારે એટલુ તો સમજવું જોઇએને કે નોર્વે પણ એક શાહીવાદી દેશ છે. અને સરઘસનું એક સૂત્ર છે, શાહી-

જઈએ. વધારે દોડવા જઈશું તો કદાચ આપણા આગેવાનોને સંચાલકો નિશાળમાંથી કાઢી મૂકશે.'

'તો ચાલો,આપણે નિશાળમાં રહીને જ વિધિ પૂરી કરીએ.' મેં વિદ્યાર્થીઓને અપીલ કરી અને બહુમતીએ મને ટેકો આપ્યો.'

બહારથી ઢોલ, નાંસા અને બ્યુગલનો અવાજ આવતો હતો. 'શાહીવાદ મૂર્દાબાદ'ના સૂત્રો સંભળાતા હતા. અમારે પણ એવું જ કશુંક કરવું હતું. નોટબુકો ફાડીને તેના પર અમે સૂત્રો લખ્યા. ચમચાને બદલે ચીનમાં જે વાંસની લાકડીઓ વડે જમાય છે તે 'ચોપસ્ટીકો' પર એ નોટબુકોના પાનાં ચોડી તેનીપ તાકાઓ બનાવી, રમવાના મેદાનમાં સરઘસાકારે ફર્યા. પછી મકાનની છજાઓ પર સરઘસ કાઢીને ગયા. બહારના વિદ્યાર્થીઓની જેટલો જ અમારો ઉત્સાહ હતો. અમે પણ બુલંદ અવાજે સૂત્રો પોકાર્યા— 'શાહીવાદ મૂર્દાબાદ! અમને વાણી–સ્વાતંત્ર્ય આપો! અમારે વિદ્યાર્થીમંડળમાં જોડાવું છે! રાષ્ટ્રીય શરમને અમે ભૂંસી નાખીશું!'

કમનસીબની વાત એ બની કે સંચાલકની જાસુસ કુમારી ટેંગે આ સૂત્રો નોંધી લીધા, અને તરત જ 'પીળી આંખવાળી'–અમારી હેડમિસ્ટ્રેસનું ટોળ નામ ની પાસે જઈને અમારી વિરુદ્ધ રિપોર્ટ કરી આવી હેડમિસ્ટ્રેસ અત્યંત ગુસ્સે થઈ ગઈ અને ઘંટ વગાડીને અમને સભામંડપમાં બોલાવ્યા.

લાંબું લાંબું ભાષણ ઠોકયા બાદ તેણે સદસના આગેવાનોને તરત જ કાઢી મૂકવાની ધમકી આપી.

'મને કાઢી મૂકશે તો કાઢવા દો. મારે શી એમની પડી છે! માત્ર કાઢી મૂકવાની બીકે અમારે અમારી રાષ્ટ્રીય ભાવના ત્યજી દેવી એમ આ લોકો ધારે છે કે શું?' અમે આપસમાં બોલવા માંડયા.

'અમે તેમનાથી ડરતા નથી જ.'

'અમને મારી નાખે તો ય અમારી દેશભક્તિ ઓછી થવાની નથી.' અમે ઉમેર્યું.

અમારી હેડમિસ્ટ્રેસ પણ અમારાથી ડરતી નહોતી. તેણે મને જાહેર રીતે તો કાઢી ન મૂકી પણ આવું ચળવળીયું તત્ત્વ નિશાળમાં સંઘરવા તે તૈયાર નહોતી. સમજૂતીનો માર્ગ 'પીળી આંખવાળી'એ શોધી કાઢ્યો. તેણે મારા મોટાભાઇને તેડાવી મને અહીંથી લઇ જવાનું કહ્યું: 'અમારી નિશાળ માટે તમારી બહેન વધારે પડતી તોફાની છે. તે હંમેશાં સંચાલકોની વિરુદ્ધ જ વર્તન કરે છે અને આ વખતે તો તેણે મોટી હલચલ મચાવી દીધી છે. નિયમ પ્રમાણે તો તેને કાઢી મૂકવી જોઇએ પણ તમારા મોંને જોઈને એમ નથી કરતી. તમે ગામમાં પ્રતિષ્ઠિત છો, તમારી બહેન પણ હોશિયાર છે, વહાલ આવે તેવી છે અને તેનું ભવિષ્ય હું બગાડવા નથી માગતી એટલે જાહેર રીતે કાઢી મૂકવાને બદલે તમે જ તેને અહીંથી ઘરે લઈ જાઓ એવી વિનતિ કરું છું.'

આ હતો તેનો વિવેક અને વિનય. જાણે આભમાંથી વીજળી તૂટી પડી હોય તેમ મોટાભાઈએ સાંભળ્યા કર્યું. અને હું-મારા તો એ વિધિએ લખેલ લેખ જ હતાએ જ બપોરે મારે એ ભગવાનની શાળા છોડવી પડી. મારી દેશભક્તિનું પરિણામ એ આવ્યું કે એ નિશાળના દ્વાર મારે માટે બંધ થઇ ગયા.

## ૯ હેડમાસ્તર-મોટી મા

મારી બા ઊંધી ખોપરીની છે એ તો મેં કહી દીધું છે. મને કાઢી મૂકવાની વાત સાંભળતાવેંત એણે નિર્ણય લઇ લીધો કે હવે મારે બીજી સારી નિશાળમાં જવું જ જોઇએ.

ત્યાંથી હું જે નિશાળમાં ગઈ તે હતી ચાંગશાની પ્રથમ પ્રાંતિક કન્યાશાળા, હુનાનની પ્રાંતિક સરકારે તે સ્થાપી હતી. તેમાં મફત શિક્ષણ મળતું એટલું જ નહિ પણ ચોપડીઓનો અને રહેવા જમવાનો ખર્ચ પણ સૌને

ખેર, મારે નસીબે હું પાસ થઈ ગઈ.

ચીની ઇતિહાસ ભૂગોળના વર્ગોમાં તો મને કશી મુશ્કેલી ન નડી, પરંતુ વિજ્ઞાનમાં હું બહુ જ પાછળ હતી. બે મહિના સુધી સખત મહેનત કરી ત્યારે માંડ વર્ગમાં મારી ચાંચ બૂડવા લાગી. મારા વર્ગમિત્રો મારી તરફ મમતા બતાવતા અને થોડા દિવસોમાં જ મને બહેનપણીઓ મળી ગઇ. ત્યાંનું વિદ્યાર્થી જીવન આટલું સુખી હોવાનું કારણ એ હતું કે તેના હેડમાસ્તર બીજા કોઇ નહિ પણ સુધારક વિદ્વાન શ્રી શુ કેતે-લી જ હતા. હું ત્યાં દાખલ થઇ ત્યારે અમારી જે હેડમિસ્ટ્રેસ હતી તે એક નાજુક, સુંદર, સ્ત્રી સ્વાતંત્ર્યમાં માનતી બાઇ હતી પણ સ્કૂલ પર દેખરેખ રાખવાનું તેમનું ગજું ન હોવાને કારણે તેમણે રાજીનામું આપ્યું અને ત્યારથી શિક્ષણશાસ્ત્રમાં પારંગત બનેલા શ્રી. શુ તેમની જગાએ આવ્યા હતા. તેમના આવતાવેંત નિશાળનું વાતાવરણ તદ્દન બદલાઇ ગયું. માત્ર મરેલાં પુસ્તકો જ વાંચવાનું હવે અમને કોઇ કહેતું નહિ. અમે વિશ્વના ઉપયોગી નાગરિકો બનીએ તેવી તાલીમ અમને મળવા માંડી. એ અમને પોતાના સગા બાળકોની જેમ જ ચાહતા હોવાથી અને દેખાવે પણ ડોશી જેવા લાગતા હોવાથી અમે તેને 'મોટી મા'નું નામ આપ્યું. કેટલીક બાબતોમાં એ બહુ જ કડક હતા. દાખલા તરીકે એ વખતે ફેશનેબલ ગણાતી તસતસતી ચોળીઓ 'મોટી મા' અમને પહેરવા ન દેતા. એ તાલુકાની ટેવ પ્રમાણે તીખું તમતું ખાતાં પણ એ અમને રોકતા.

દરરોજ રાતે જાતે આવીને એ જોઇ જતા કે અમુક વાગ્યા સુધીમાં અમે ચોપડીઓ બંધ કરીને પોતપોતાની પથારીમાં સૂઇ ગયા છીએ કે નહિ. એ કહેતા કે અમે તો ખીલતી બાળાઓ છીએ. શરીરને તંદુરસ્ત રાખીશું તો જ મન પણ તંદુરસ્ત બનશે. પરીક્ષાઓના વખતમાં તો એ બહુ જ ઉગ્ર બની જતા. આખું વરસ રખડીને ટૂંકા સમયમાં ગોખણ-પટ્ટી કરીને પાસ થવામાં તે માનતા નહિ. મશાલને અજ-વાળે ખૂણેખૂણો તપાસીને મીણબત્તી બાળીને વાંચતી છોક-રીઓને તે પકડી પાડતા અને સખત ઠપકો આપતા.

શિયાળામાં એ વર્ગમાં ય સળગતી સગડી મૂકાવતા. ને દરેકની પાસે પૂરતાં ગરમ કપડાં છે કે નહિ તે પૂછીને અમને શરદી થવા ન દેતા. ઉનાળામાં જાતે આવીને બરા-બર બારીઓ ઉઘાડી છે કે નહિ, પૂરતો હવા પ્રકાશ આવે છે કે નહિ તે જોઇ જતા.

એ દિવસોમાં વાલની ફળીઓ ખાવાની વિદ્યાર્થિનીઓને ટેવ હતી. બાળક ટીકડી ચાવે તેમ છોકરીઓ આખો દિવસ વાલના બી વાગોળ્યા કરતી. તેમનું ટોળું મેદાનમાં કે શાળાની છજામાં ફરતું હોય તો તેમના પાસે હાથો ભરીને વાલની શીંગો હોય જ. તેના છોતરાં તે ઠેર ઠેર વેરી મૂકતી. અમારી મોટી મા અમને ઠપકો આપવાને બદલે અમારી પાછળ પાછળ આવતા અને પોતે નીચા વળીને છોતરાં ઉપાડી કચરાની ટોપલીમાં નાખી આવતા.

મોજથી વાલ ચાવતી છોકરીઓ અચંબામાં પડી જતી અને તેમને 'મોટી મા'ને માટે લાગી આવતું. મોટી મા કહેતા, 'આમ, ઠેર ઠેર કચરો ન નાખો તો બહુ જ સારું. બહુ વાંકા વળવું પડે છે ત્યારે મારી પીઠ દુખવા આવે છે.'

મગફળી અને વાલના છોતરાં વેરવાની અમારી ખગળ આદત હમેશને માટે ભૂલાવી દેવા માટે આ લાગણીવાળો ઇલાજ રામબાણ નીવડયો. તે દિવસથી કાગળની ચબરકી પણ ભાગ્યે જ ઊડતી દેખાતી. તેમની વિષે અને તેમના શિક્ષણના સિદ્ધાંતો વિશે અમારો આદર વધે એ સ્વાભાવિક હતુ.

એકવાર તેમણે જાણ્યું કે બે વિદ્યાર્થિનીઓના ચારિત્ર્યમાં એબ છે. એમાથી એકે આખી રાત બહાર ગાળી. જો કે તેણે બહાર જવાની રજા મેળવી હતી પણ તે સાચે ક્યાં ગઈ હતી તે 'મોટી મા'એ શોધી કાઢયું. બીજે દિવસે તેને બોલાવીને તેમણે પૂછયું કે તે રાતે ક્યાં ગઇ હતી. પેલી છોકરીએ પહેલા તો કહ્યુ કે ઘરે. પરંતુ મોટીમા જાણતા હતા કે છોકરી બીકની મારી જૂઠું બોલે છે. તેમણે મમતાપૂર્વક કહ્યુઃ 'ગઇ કાલે રાતે હું તારે ઘરે ગયો હતો અને તું ક્યાં હતી તે પણ હું જાણું છું. બહેન, માની જા. હું તને મદદ કરવા માટે જ આ પૂછું છું. મારી પર વિશ્વાસ રાખીને સાચેસાચ કહે કે તું હોટેલમાં શામાટે ગઇ હતી? પ્રેમને માટે? કે બીજા કોઇ કારણોએ તને મજબૂર બનાવી હતી?'

પેલી છોકરીની આંખમાંથી શ્રાવણ ભાદરવા વરસવા માંડયા. તેના ચહેરા પરથી જ મોટી માએ જાણી લીધું. તે બિચારી નિરાધાર છોકરી છે તેમણે દિલાસો આપીને કહ્યું કે આ કારણસર તને હરગીઝ કોઈ નિશાળમાંથી કાઢી નહિ મૂકે. પછી તો છોકરીની વાચા ખૂલી. નાણાની ભીંસને લીધે તેણે આ કામ કર્યું હતું. તેને પોતાને એ વિશે કમકમાટી થતી હતી. તરત જ મોટી માએ વચન આપ્યું કે તેની મુશ્કેલી દૂર થાય ત્યાંસુધી તેઓ તેને દર મહિને વીસ રૂપિયા આપશે. અને ફરી આવું કામ કરવાને બદલે ધ્યાનપૂર્વક અભ્યાસ કરવાની તેમણે તેને શિખામણ આપી.

બીજી છોકરી માટે પણ તેમણે આ જ રીતે કામ લીધું અને આજે તેઓ સરસ પંડિતાઓ બની છે. તેમના વિષે તો અણગમો વિદ્યાર્થિનીઓના દિલમાંથી ભૂસાઈ ગયો છે અને બધા જ તેમને માનની નજરે જુએ છે.

આવી રીતે ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવામાં અને લાયબ્રેરી માટે નવાં પુસ્તકો ખરીદવામાં મોટી મા પોતાના પૈસા વાપરી નાખતા હોવાથી તેઓ પોતાને ઘરે કશું જ મોકલાવી ન શકતા. પોતાની ઉપર વધુ ખર્ચ કરે એમ પણ નહોતું. એમનો ઝભ્ભો જૂનો હતો અને ખાટલા પર પાથરવાની ચાદર એ જ એમની એક માત્ર અંગત મિલ્કત હતી. સન ૧૯૨૬માં બળવો થયો અને કોઇ જનરલ ચેહના સૈનિકોએ નિશાળ પર ધાડ પાડી ત્યારે તેમણે

મોટી માને રગોયો ધારીને જતા કર્યા પણ ટોટપાટલૂન ધારી શાહમાસ્તરને ખૂબ માર માર્યો હતો.

દરેક ટર્મની આખરે તેઓ સૌના અહેવાલો ધ્યાનપૂર્વક તપાસી જતા અને જ્યારે તેમને લાગતું કે કોઇ છોકરી પોતાની ઉમર વધારે મોટી થઈ જવાને કારણે પાછળ રહે છે ત્યારે તેઓ તેને પોતાનો જ દાખલો આપી સમજાવતા. 'હું સુડતાળીસ વરસનો થયા બાદ જ ફ્રાન્સ ભણવા જઇ શક્યો હતો. ત્યારે મને ફ્રેંચભાષા આવડતી નહોતી અને આટલી મોટી ઉંમરે નવી ભાષા શીખવામાં મને શરમ પણ ન આવી.'

'મારે તો કક્કા બારખડીથી શરૂઆત કરવાની હોવાથી મારે છ સાત વરસના વિદ્યાર્થીઓ જોડે જ ભણવાનું આવ્યું. આ બાળકો મને 'દાદાજી' કહી બોલાવતા અને મારા ખોળામાં બેસીને મારી દાઢી સાથે રમતા. પણ મને તેથી જરા ય ઓછું ન આવતું. હા, મારી યાદદાસ્ત તેમની જેટલી તેજ નહોતી પરંતુ તેમની કરતાં ભણવાની વધારે સારી રીત હું જાણતો હતો. દરરોજ એક શબ્દ શીખું તો ય વરસમાં હું ૩૬૫ શબ્દો શીખી શકું.'

'માટે તારી ઉંમરની ચિંતા કરવી જ છોડી દે. તું ધ્યાન દઈને ભણે છે કે નહિ એ જ મૂળ મુદ્દાનો સવાલ છે.'

છોકરા છોકરીઓએ છૂટથી મળવું હળવું જોઈએ એમ માનનારા ગણ્યાં ગાંઠયા લોકોમાંના 'મોટી મા' એ એક છે. તેઓ વિદ્યાર્થીઓના કાગળ ફોડીને કદી ય વાંચતા નહિ.

'કાગળ ફાડે શું વળવાનું છે? તમે બહુ તો લખાણ પર પ્રતિબંધ મૂકી શકો, દિલ પર તો નહિ જ ને? જુવાની તો જુવાની જ રહેવાની, જ્યાં સુધી તેઓ ભણવા તરફ દુર્લક્ષ ન કરતા હોય ત્યાં સુધી આપણે તેમને પ્રેમ કરતા શામાટે રોકવા જોઈએ?'

અમારા પત્રવ્યવહાર પર જાપતો રાખવાની સલાહ આપનાર શિક્ષિકાને તેમણે આ પ્રમાણે કહ્યું હતું. શિક્ષિકાને આ શબ્દો ભવાડાની હદ જેવા જ લાગ્યા.

એમની દીકરી એક જુવાનના પ્રેમમાં પડી પણ તેમાં તેને નિષ્ફળતા મળ્યા બાદ તેણે 'કરુણાંત પ્રેમ' નામનું પુસ્તક લખ્યું હતું. જૂનવાણી લોકોએ એ છોકરીની નિંદા કરવામાં પાછું વળીને જોયું નહોતું. લોકોએ માની લીધું હતું કે આવી કપાતર છોકરીનો બાપ હવે કોઈની સામું મોં ઊંચું કરીને જોઈ શકશે નહિ. પણ એ બાપનું તો રૂંવાડું ય ફરક્યું નહિ. ઊલટા 'મોટી મા' તો કહેતા કે મારી દીકરી પાણીદાર નીકળી.

'મારી દીકરી ક્રાંતિકારી વિચારો ધરાવે છે. બીજાઓની જેમ તે પોતાની જાતને સડેલી રૂઢિઓના બંધનથી જકડાવા નહિ દે. પ્રેમમાં નાસીપાસ થવું એ તો સાધારણ વાત છે, એમાં શરમ જેવું કશું જ નથી. ભૂલો કરીને જ સૌ શીખે છે–એ તો પડીને જ ચડી શકાય.'

આ હતો મોટી માનો નિખાલસ અભિપ્રાય.

## ૪ મારો પહેલો સાહિત્ય-પ્રયાસ

અલબત્ત એ દિવસોમાં મારા વિચારો પણ ઘણા જ આગળ પડતા હતા. મને નવાં પુસ્તકો વાંચવામાં, જાત જાતની નવી વિચારસરણીઓ સમજવામાં અને જુદાં જુદાં સાહિત્ય મંડળોમાં ખૂબ રસ આવતો.

અમારી નિશાળનું પુસ્તકાલય પ્રાંતના સારામાં સારા પુસ્તકાલયોમાંનું એક ગણાતું. ત્યાં પ્રગતિશીલ લેખકોના અનેક પુસ્તકો હતા. નવાં નવાં માસિકો અને અઠવાડિકો પણ ત્યાં આવતાં. મોટી મા ઘણી વાર કહેતા કે એક દિવસ વાંચ્યા વિનાનો ગાળવા કરતાં એક દિવસ ભૂખ્યું રહેવું બહેત્તર છે. ભાત તો તમને કોઇ પણ જગાએ, કોઇ પણ વખતે મળી શકે પણ સારાં પુસ્તકો દુર્લભ છે.

આ પુસ્તકાલયની મુખ્ય જવાબદારી મારી પર નાખવામાં આવી હતી. અને દરેક વર્ગના બે પ્રતિનિધિઓ મારા મદદનીશ તરીકે નીમાયા હતા. પુસ્તકોની આપલે ન કરતી હોઉં તે દરમ્યાન હું ધરાઇ ધરાઇને વાંચી શકતી.

મને નોવેલો બહુ જ ગમતી, પછી ભલેને તે નવી હોય કે જૂની, તેનો વિષય ગમે તે હોય પણ એકવાર નજર નાખી જાઉં ત્યારે જ મને ચેન પડતું. જુની નવલકથા

ઓમાં 'તમામ માનવી ભાઇ ભાઇ છે' એ મારી માનીતી હતી. પ્રખ્યાત નવલકથા 'લાલ ઓરડાનું સ્વપ્ન' મને જરાય ન ગમી. આખો દહાડો મોં વાળીને બેસતો તેનો નાયક મને પસંદ નહોતો. અને ચિઆ-પાઉ-યુ પ્રત્યે તો મને ઘૃણા જ આવતી. સ્ત્રીઓ જોડે અડપલા કરવા સિવાય કેમ જાણે એ ગધેડાને કશો બીજો ધંધો જ નહોતો.

પેકીંગની તા. ૪થી મેની વિદ્યાર્થી ચળવળ બાદ જે નવું સાહિત્ય નિર્માણ થયું તેના કો-મો-જો વગેરે જેવા આગેવાનોએ મારી પર ઘણી જ ઊંડી છાપ પાડી છે. ઓપાસાં, ઝોલા, ટોલ્સ્ટોય, દોસ્તેવસ્કી, ગટે, ઓસ્કર વાઇલ્ડ જેવા પરદેશી લેખકો પણ મને ગમતા.

આ પુસ્તકોમાં હું એટલી તલ્લીન બની જતી કે ઘણી વાર તો પુસ્તકો માગવા આવેલ વિદ્યાર્થીઓનો સાદ પણ સાંભળતી નહિ. નિશાળમાં આવ્યા પછી બીજે જ વરસે મેં વાર્તાઓ લખવા માંડી. ત્યારે હું પંદર વરસની હતી. એક દિવસ અમે મારા તાલુકાના રહેવાસી જનરલને ત્યાં જમવા ગયા હતા. તાજેતરમાં જ તેમણે એક તેર વરસની બાંદડી ખરીદી હતી. તેની ઉંમરના પ્રમાણમાં તેનું કદ તદ્દન નાનું હતું. અને મને તો એ દુઃખની મૂર્તિ જેવી જ લાગી. જનરલની પત્નીએ તેને અમારી સામે ફેરવી અને અમારો અભિપ્રાય પૂછયો કે એની રીતભાત એક ખાનદાન ઘરના નોકરને શોભે તેવી છે કે નહિ.

બે મોટી વિદ્યાર્થિનીઓએ એ બિચારીની પરીક્ષા કરી પણ મારા દિલમાં તો દાવાનળ ધગધગતો હતો. માલિકણની હેરાનિયત મારાથી સહેવાતી નહોતી. કેમ જાણે એ છોકરી એક જાનવર ન હોય તેમ તેની ચકાસણી થતી હતી. એ ઘરમાં તો એક કોળીઓ પણ ગળે ઉતારવો મને માથા ભારે લાગ્યું. ઘરે આવતાવેંત મેં એક લેખ ઘસડી કાઢયો— 'ઊડતા વિચારો—' એ લેખ પૂરો કર્યા વિના મને ચેન ન પડયું.

ટૂંકી વાર્તાઓની વાત નીકળી છે ત્યારે મને એક રમૂજી બનાવ યાદ આવે છે. અમારો વર્ગ શહેરના કોટને અડોઅડ હતો. અચાનક એક ચીથરેહાલ દીવાનો તેની નીચે રખડવા લાગ્યો અને અમારી સામે જોઈને તે બબડયા કરતો. માણસોનું ટોળું ભેગું થયું હોય તેમ ભાષણો આપીને અચાનક બરાડી ઊઠતો 'તારી માના....' અમને થોડા દિવસોમાં જ ખબર પડી ગઈ કે આ મહાશય યુરોપમાં શિક્ષણ પામ્યા છે અને જાપાની તેમ જ રશિયન ભાષાના પણ જાણકાર છે. લીસુ કુટુંબની એક છોકરીના પ્રેમ પાછળ પાગલ બનેલ આ ભાષાશાસ્ત્રી અમને પૂછતોઃ 'અહીં કુમારી લીસુ ભણે છે? મારે તેને મળવું છે માત્ર એક મિનિટ માટે.'

'ના અહીંથી ચાલ્યો જા.' અમે તેને તરછોડતા ત્યારે એ દયામણે અવાજે કહેતો 'દયા કરો બહેનો—અને કહો તો ખરાં કે એ કયાં છે. મારે તેને મળવું છે.' એને રોતો

જોઇને અમને તેની દયા આવતી.

'જો- આ આવે કુમારી લીસુ.' એકવાર કોઇએ તેની મશ્કરી કરી.

'ના. ના. આ કુમારી લીસુની હું નથી વાત કરતો.' આટલું બોલીને તે ધ્રૂસકે ધ્રૂસકે રોવા લાગ્યો. ત્યારબાદ તેની મજાક કરવાની કોઇએ હિંમત ન કરી.

એ જ્યારે ખુશ મિજાજમાં હોય ત્યારે અમને યુરોપની વાતો કહેતો. એનો અવાજ બહુ જ મીઠો હતો અને કોઈ કોઈવાર તે અમને રમૂજી તેમજ વીર કવિતાઓ પણ ગાઇ સંભળાવતો પણ જ્યારે એ ગમગીન હોય અને તેના કહેવા છતાં જ્યારે અમે ચાલ્યા ન જતા ત્યારે એ નાગા બની જવાની ધમકી આપતો. ચોરણાની નાડી તરફ જતો હાથ અમને ભોંબગોળા કરતાં ય વધારે બિહામણો લાગતો અને અમે તરત જ અંદર ચાલ્યા જતાં.

આ દીવાનાએ અમારા માસિક માટે તેમ જ વાતચીત માટે અનેક વિષયો પૂરા પાડ્યા છે. કોઇ છોકરી પ્રેમમાં પડે ત્યારે અમે તેને ચીડવતા કે તું હવે બીજો એક દીવાનો પેદા કરવાની તૈયારીમાં છો.

## ૫ સાત્ત્વિક પ્રેમ

**મા**રી સહ-વિદ્યાર્થિનીઓને બબ્બેની અતૂટ જોડીઓમાં ફરતી જોઇને શરૂઆતમાં તો મને બહુ જ નવાઈ

લાગતી. ચાંગશામાં ઘણી જૂની બહેનપણીઓ હતી. પણ આવા ખાસ આકર્ષણનો મને અનુભવ નહોતો, શીન-ફાની એક સુન નામની છોકરી મારી સાથે પ્રેમમાં પડી, એને મારી પાછળ પાછળ ફરતી જોઈને મને તો કંટાળો જ આવવા માંડ્યો અને પાછળથી ગુસ્સો પણ આવ્યો. શનિવારે હું ખરીદી કરવાની વાત કરું તો એ દોડી દોડીને મારું કામ કરી આપતી અને હું બહાર ન જાઉં તો ગમે તે ભોગે એ પણ બોર્ડિંગમાં જ રહેતી, જેમ જેમ દિવસો વીતતા ગયા તેમ તેમ તેની એકનિષ્ઠાને લીધે મારું પાષાણ દિલ પણ પોચું થવા માંડ્યું, નાનપણથી જ મારો સ્વભાવ છોકરા જેવો હતો અને સુન એક રોમાંટીક છોકરીનો નમૂનો હતી. હું માંદી પડી ત્યારે તેણે જે કાળજીભરી માવજત કરી છે તેને હું કેમ ભૂલી શકું ?

કોણ જાણે કેમ પણ ઘણી છોકરીઓને હું ગમતી. પેટ છૂટી વાત કહું તો 'ગમતી' શબ્દને બદલે 'એ પ્રેમ કરતી' એમ કહેવું જોઈએ. સુન ઉપરાંત આવી બીજી પાંચ છોકરીઓ હોવાથી મારી મૂંઝવણ વધી પડી. સૌ મારી સાથે ફરવા આવવાનો આગ્રહ રાખતી હોવાથી મારે બધાને ના પાડવી પડતી. કારણ એકની સાથે જાઉં તો બીજીને ખોટું લાગે. બીજા વર્ગની બે છોકરીઓ કહેતી, 'અમે તારા વર્ગની નથી એટલે તું અમારી સાથે શાની આવે ?' અને મારા વર્ગની કહેતીઃ 'અમે તારી જેવા સાક્ષર થોડાં જ છીએ કે તું અમારી સાથે ફરવા હા પાડે !'

કોઈ મારે માટે ભાવતી વાનીઓ લાવે તો ય મારે કહેવું પડતું કે 'માફ કરો, હું અત્યારે બહુ જ કામમાં છું.'

'તારે તો રોજ કામનું નામ.' એ કહેતા પણ મારે હસીને ગળી જવી પડતી.

સવાર સાંજ છોકરીઓની જોડીઓ ખુશનુમા કુદરતની મોજ માણતી ત્યારે મારે ભાગે તો એકલવાયી ઓરડીમાં ભરાઇને ચોપડીનો સાથ શોધવાનું જ આવતું.

'તું તદ્દન એકલી કેમ પડી ગઈ છો? તારે એકે ય બહેનપણી નથી કે શું?' જાણે મારી મુસીબત સમજતા હોય તેવી રીતે હસીને મોટી માએ પૂછ્યું.

'ના, મારે એકે ય બહેનપણી નથી એવું નથી પણ વધારે પડતી બહેનપણીઓ છે એ જ મોકાણ છે.' મેં પણ તેવી જ રીતે હસીને જવાબ આપ્યો.

'બેટા, તને એ લોકો સાથે કામ લેતા નથી આવડતું એમ મને લાગે છે.'

'સાચું છે. મને ખરેખર સૂઝ નથી પડતી. એ બધા એક બીજાની એટલી અદેખાઈ કરે છે કે વાત ન પૂછો. એવું ન હોય તો અમે બધા સાથે મળીને મોજ કરી શકીએ.'

પણ એમ બનવું અશક્ય હતું. એકવાર મને બીજી છોકરી જોડે વાત કરતી જોઇને સુનને લાગ્યું કે હું તેને બેવફા નીવડી છું.

'તું તો કહેતી'તી ને કે તારે કાગળો લખવા છે?' એ ખીજમાં જ બોલી.

'હા. મેં લખી નાખ્યા, હવે વાંચવા જાઉં છું.'

'વાંચવા ! તારી વાંચવાની રીત અજબ છે, તારી નવી બહેનપણીને તો ચોપડી ગણી લીધી નથી ને ?'

'હાય—હું શું કરું ?' મેં મારી નવી બહેનપણી તરફ વળીને કહ્યું. તે જતાં જતાં બોલી.

'માફ કર. હું કંઈ તારી ખાસ બહેનપણી નથી અને મારે કમનસીબે આ અદેખાઈની આગ ઊભી કરી છે.'

આની ઈર્ષાનું કારણ મને ખરેખર સમજાતુ નહોતું. મને તો એમ જ લાગતું કે એકનો મિત્ર બીજો બને અને બીજાનો ત્રીજો તો મિત્રમંડળી વધતી જ જાય અને ખૂબ લહેર આવે, પરંતુ ભોગજોગે આ પણ મારા અનેક અવ્યવહારુ સિદ્ધાંતોમાનો એક હતો. અને બીજા કોઈ મારી સાથે સહમત ન થયા.

સે અને સુ મારી માનીતી બહેનપણીઓ હતી. બન્નેમાં લખવાની આવડત હતી. તેમનું લખાણ અસરકારક તો હતુ પરંતુ તેમાં કરુણ રસની છાપ વિશેષ હતી. હું પોતે સ્વભાવથી જ આશાવાદી હોવાને લીધે મારી વાર્તાઓમાં આનંદ અને ઉલ્લાસ ઊભરાવા લાગતો. મને મારી બહેનપણીઓનું લખાણ વધારે ગમતું અને મારી

પોતાની વાર્તાઓ છીછરી લાગતી. પણ તેમને મારી વાર્તાઓ વધારે ગમતી. તેમના કહેવા પ્રમાણે મારા સાન્નિધ્યમાં જીવનનું જોમ હતું, આનંદ હતો, વસંતની બહાર હતી. દર રવિવારે અમે સુલુ પર્વત, સુલુ ખેડ, શેંગ નદી અથવા તો સુ-બાગની સહેલગાહે જતાં. ઉપરાંત અનેક નનામા વનોમાં રખડતાં તે તો જુદું જ.

શરૂઆતમાં તો અમારી આ મૈત્રી, બીજી છોકરીઓની નજર બહાર રહી, કારણ અમે કદી એક બીજાના ઓરડાઓમાં જતા નહિ. નિશાળની બહાર પણ જુદાં જુદાં જ જતાં અને મારા મોટા ભાઈને ત્યાં ભેગા મળતાં. પરંતુ હળવે હળવે વાત ફેલાઇ ગઇ. સાઈમાંગી પર્યંત કરીને અમને સૌએ ઉપનામ આપ્યું—'અમર ત્રિપુટી.' અમારા હાથ હેઠાં પડયાં. સુન મારા પર ગુસ્સે થઇ અને મને બેવફા ધારી બેઠી પણ મને લાગ્યુ કે મે કઇ તેની જોડે છેડાછેડી બાંધી નહોતી કે આમ, વફાદારીનો સવાલ ઊભો થાય. મેં તો તેને ખુલ્લા દિલથી કહ્યું પણ ખરુ કે કુમારી લીઆઓ તને બહુ જ ચાહે છે, તેની જોડે દોસ્તી બાંધીને આદર્શ જોડી બનાવ.

'ના. હું તને છોડીને નહિ જાઉં. હું તને સતત ચાહીશ-તું મને નહિ ચાહે તો ય હું તારી પર મરતાં સુધી પ્રેમ કર્યા જ કરીશ.' તેણે હઠ લીધી અને રોઇ પડી.

હું ચૂલામાંથી નહોતી નીકળી શકતી ત્યાં ઓલો મારે માટે મોં ફાડીને તૈયાર જ હતો.

એક દિવસ હું મારા વચલા ભાઇને ઘરેથી પાછી ફરી ત્યારે મારા ખાટલા પર વગર ટિકિટનું બંધ પરબીડિયું પડેલું જોયું. હસ્તાક્ષરો છોકરીના જ હતા. ઉઘાડીને મેં વાંચવા માંડ્યું.

'મિન કૌન—તને હું ચાહું છું. તારી પૂજા કરું છું. આવું લખવા માટે માફ કરજે. ઘણા દિવસોથી આ પત્ર લખવાની મને તાલાવેલી લાગી હતી પણ કલમ ઊપડતી નહોતી. આજે જીવ હાથમાં નથી રહેતો એટલે લખું છું. તારી ગેરહાજરીમાં આ પત્ર મૂકી જઇશ. કારણ રૂબરૂમાં આપતાં શરમ આવે છે.

'હું નિશાળમાં આવી તે જ દિવસથી મેં તારાં લખાણો વાચવા માંડયાં છે. કેટલા સુંદર છે એ નિબંધો! મને તેના નશો ચડે છે. વાંચીને તરત જ મને થયું હું તને ઘણા દિવસોથી ઓળખું છુ. મિન કૌન! મને ફરી માફ કરજે પણ હું તારી પાછળ તારા પડછાયાની જેમ ભમ્યા કરું છું. મારે તારી જોડે વાતો કરવી છે, નીકટ સમાગમમાં આવવું છે. પરંતુ મારી જેવી બાલીશ, ડફોળ છોકરીની

આવવાની તેની મને ખાતરી હતી. મારે તેને વિવેકભર્યો જવાબ આપવો પડ્યો અને અમે 'કલમ-મિત્ર' બન્યા. જો કે અમે સાથે મળીને બહુ હરતા ફરતા નહિ પરંતુ અમારો પત્ર-વ્યવહાર જંગી હતો. તેના લખાણો અમારી નિશાળના માસિકમાં પણ આવવા માંડયા. એ ખરેખર હોશિયાર છોકરી હતી અને મને એ ગમતી પણ ખરી. પરંતુ તેની જોડે વાતચીત કરવાનું મને મન ન થતું. તેથી હંમેશાં મારું દિલ મને ગુનેગાર ઠરાવતું.

મારી 'સાક્ષર મૈત્રી' વિષે ટોળ ટપ્પા ચાલતા હતા એ દરમ્યાન એક ત્રીજો મહત્વનો બનાવ બની ગયો. ૧૫મા વર્ગની બે છોકરીઓ મને ચાહતી. તેમાંથી સાન-શુઈ-શા મારી વિષે કવિતાઓ લખી લખીને મને વંચાવ્યા વિના જ બાળી નાખતી. તેની લી નામની બહેનપણીએ આ પોલ ખુલ્લી પાડી. પણ કુમારી ચેનની વાત જુદી હતી. પોતાની નોટબુકોમાં કવિતા લખવા ઉપરાંત તે મારી પ્રત્યેના પ્રેમનો ઢંઢેરો પણ પીટતી. એક સાંજે તેની બહેનપણીઓએ મારું હરણ કર્યું અને મને તેના ઓરડામાં પૂરી દીધી.

ખરેખર, આવી વાતો બની શકે એમ પણ મેં ધાર્યું નહોતું. પણ આવા બનાવો તદ્દન સામાન્ય હોય એમ લાગે છે. નિશાળ છૂટયા બાદ છોકરીઓનું ટોળું તોફાને ચડતું પણ તેમની હડફેટમાં હું પણ આવી જઇશ એમ શી રીતે મનાય ?

લકોને સોંપી આવતી. કોઈકોઈવાર તેમને એમાં અપમાન દેખાતું અને પોકે પોકે રોવા બેસતી.

પણ સૌથી રમૂજી બનાવ તો હતો કુમારી ચેનનો. ઉનાળાની પરીક્ષાના દિવસો હતા. અંગ્રેજીના પેપર માટે વાંચવા વહેલી ઊઠીને જોઉં તો નોટિસ બોર્ડ પર ગુલાબી કાગળ પર ઝીણા ઝીણા અક્ષરે લખેલો એક પ્રેમપત્ર લટકતો હતો. કુતૂહલની મારી હું વાંચવા લાગી.

'મારી વહાલી વોંગ, તેં શાંઘાઈ છોડયા બાદ હું દુ:ખસાગરમા ડૂબી ગયો છું, તને જે નીર દૂર તાણી ગયા તેને હું ધિક્કારુ છું. મારાથી તને દૂર લઈ જતી નૌકા મને ઝેર જેવી લાગે છે. ખરતા ફૂલની જેમ તને પણ મારા માટે કોમળ લાગણીઓ હોય તો ચાલ, આપણે પ્રાર્થના કરીએ કે આવતા જન્મમાં આપણે એક બીજાના પ્રેમમાં રસબસ બનીશું. આપણો પ્રેમ સાચો હશે તો આપણને કોઈ વિખૂટા પાડી નહિ શકે. નદી અને પર્વત ભલે બદલાય, સૂરજ પશ્ચિમમાં ભલે ઊગે પણ મારો પ્રેમ અચળ છે. હું ઘવાએલ માનવી છું. બીજી સ્ત્રીઓનો વિચાર પણ કેમ કરી શકું ? પણ તું તો ધરતી પર રમતી પરી છો. તને કાગળ લખવાની રજા આપીશ તો ય મને લાગશે કે જિંદગી એળે ગઈ નથી અને આવતે જન્મારે

આ કાગળ હું ફરી ફરી શા માટે વાંચી ગઈ એ કહેવું મુશ્કેલ છે. અમારા ઘરડા શિક્ષક શાસ્ત્રીય કવિતા ગણગણતા એવી રીતે મોટેથી મેં વાંચવા માંડ્યું, જોતજોતામાં મોટું ટોળું ભેગું થઇ ગયું. બીજો ઘંટ વાગ્યો ત્યારે જ સહુ વિખરાયા.

સૌએ વાંચી લીધા પછી નીચેના સવાલો ચર્ચાવા લાગ્યા: આવી જાહેરાત કરવાની જરૂર શી? નોટિસ બોર્ડ પર કોણે કાગળ લટકાવ્યો? વોંગે કે સંચાલકોએ? આ કુમારી વોંગ કોણ છે?

'છાની રહો અને નીચેના સવાલોનો જવાબ આપો.' અમારી શિક્ષિકાએ મોટે સાદે પેપર લખાવવા માંડયો.

'બહેન, અમને પ્રેમપત્ર લખવાનું કહો તો અમને એ કડકડાટ મોઢે છે.' હું બોલી અને સૌ હસી પડયાં.

પાછળથી ખબર પડી કે વોંગના બનેવીએ આ કાગળ લખેલ અને પોતે કેટલી નિર્દોષ અને પવિત્ર છે એ જાહેર કરવા માટે વોંગે જ આ કાગળ લટકાવ્યો હતો, પોતાની બહેનપણીને એ જણાવવા માગતી હતી કે પોતે પુરુષોથી કેટલી દૂર ભાગે છે! છાને ખૂણે ફાડીને ફેંકી દેવાને બદલે આવું પ્રદર્શન કરવાનું તેને કેમ ગમ્યું તે તો તે જ કહી શકે. મને તો એ બહુ જ વિચિત્ર બાઇ લાગી હતી. અલબત્ત કેટલીક રચનાઓ અમારા ટોળટપ્પાનો મસાલો તો બની જ ચૂકી હતી.

## ૭ લડતની શરૂઆત

મોટી માની કૃપાથી અમને ચીની ભાષા શીખવનાર ત્રણે શિક્ષકો સારા હતા. અમારા નવા શિક્ષકની ઓળખાણ તેમણે કરાવી:

'ફ્રેંચ ચાક્ષર શ્રી. મોપાસાંની કૃતિઓનો ચીની ભાષામાં તરજુમો કરનાર શ્રી. લી.નું નામ તો તમે સાંભળ્યું જ હશે. તેઓ આજથી તમને ચીની સાહિત્ય સમજાવશે અને મને આશા છે કે તમે તેનો પૂરો લાભ લેશો જ.'

આવો લાભ લેવા માટે અમે તો તૈયાર હતા જ. જેમણે આજ સુધી સાહિત્યમાં ખાસ રસ લીધો ન હતો તેમનો રસ જાગ્યો પછી મારી શી વાત? મેં તો નવલ-કથાકાર બનવાના મનસૂબા ઘડયા હતા. મારી ખાતરી હતી કે શ્રી. લી. મારી ભાષા સુધારી આપશે એટલું જ નહિ પણ આકર્ષક વર્ણનો લખતાં ય શીખવશે. સાહિત્યના નિયમો સમજાવશે અને અણઘડ કૃતિને કેવી રીતે સુડોળ બનાવવી, વાર્તાની યોજના કેમ આલેખાય, તેનું ઘડતર કેવી રીતે વિકસાવી શકાય, એ બધું ય મને શીખવશે.

એટલે તેમણે અમને પહેલી વાર નિબંધ લખવાનું કહ્યું ત્યારે મેં તો ૧૦,૦૦૦ શબ્દોની 'પ્રથમ પ્રેમ' નામની

નવલિકા જ લખી નાખી, હું શું જાણું કે આ સાક્ષરશ્રી બે મહિના સુધી તેની તરફ જોવાની ય તસ્દી નહિ લે ? પોતે અત્યંત જાણીતા અને બાહોશ હોવાથી તેઓ ચાર નિશાળોમાં ચીની ભાષાના વર્ગો લેતા. ભાષાંતરનું કામ કરતા એ તો જુદું જ. અંતે થાક્યા પાક્યા ઘરે આવે ત્યારે પોતાના સંખ્યાબંધ બાળકોને રમાડી કુટુંબપ્રેમનો લહાવો લેવાનું મન તો થાય જ ને ? 'માસ્તર સાહેબ, મારી વાર્તા તપાસી ?' એ નિશાળમાં પગ મૂકે કે તરત જ હું તેમને પૂછતી.

'માફ કરો. મને વખત નથી.' અત્યંત વિનય અને શિષ્ટાચારની રીતે તેઓ જવાબ આપતા. 'ત્યારે હવે મારે, તમારે માટે કશું લખવું જ નહિ, એમને !'

'જો એ સોએક શબ્દનું ટૂંકું લખાણ હશે તો હું મારાથી બનતું કરીશ. નહિ તો મને માફ કરજો, કારણ મારી પાસે સમય નથી.'

'પણ હું શું કરું ? એકવાર લખવા માંડું છું ત્યારે અટકી જ શકતી નથી.'

'તમે કેવું લખો છો એ મહત્ત્વની વાત છે, કેટલું લખો છો એ નહિ.'

'પણ લખવાની ટેવ પાડ્યા વિના કસબ ક્યાંથી ઊંચી થાય ?'

'એ તો હળવે હળવે આવડી જશે. પોતાની મેળે જ

પોતાના લખાણો સુધારતાં શીખો તો જરૂર તમારી કક્ષા ઊંચી આવશે.'

હું તદ્દન નિરાશ બની ગઇ. મને થયું કે મોપાસાંને મળ્યો તેમ મને પણ ફ્લોબર્ટ જેવો કાળજીપૂર્વક ઊગતા લેખકોનું જતન કરનાર કોઇ સાક્ષર મિત્ર કેમ નથી મળી જતો ? ભલે ને મારામાં મોપાસાં જેવી પ્રતિભા ન હોય પણ શીખવાની ધગશ તો છે જ ને ?

અધૂરામાં પૂરું લી. માસ્તર ભણાવવામાં પણ સારા નહોતા. પોતાનો વિષય એટલો શુષ્ક બનાવી દેતા કે અમારા માનીતા લેખકોની કૃતિઓ પર પણ અમને કંટાળો આવી જતો. પોતાના અગાધ વ્યવસાય આડે તેમને અમારી જેવી નાની છોકરીઓની કશી પડી નહોતી. તેઓ કદી ય પૂર્વ તૈયારી કરીને ન આવતા.

ભમવા માંડ્યું. 'અને તને બીજી વાત કહું તો કદાચ તું વધારે ચીડાઈ જઈશ' પળવાર થોભીને મારી બહેનપણી બોલી.

'હું તને કહી દઉં છું કે મને ભલેને બધાય પેપરોમાં મીંડું મળ્યું હોય–હું અહીં ભણવા આવી છું, માર્ક મેળવવા નહિ.' તમાચો મારીને મેં મોં રાતું રાખ્યું.

'વેંગને માટે તેં નિબંધ લખી આપ્યો હતો ને ? છેલ્લી પચાસ મિનિટમાં તેં લખ્યો અને તેણે પોતાને નામે આપ્યો તે. એણે બીજું તો કશું જ લખ્યું નહોતું. પણ તેને ૮૫ ટકા માર્ક મળ્યા છે.'

'હાશ. સારું થયું. મને હવે જરા ય ગુસ્સો નથી રહ્યો. ખરી રીતે તો મેં ૮૫ ટકા માર્ક મેળવ્યા છે, એ વધારેના મીંડાંની મને પરવા નથી.' .

બીજો પણ એક એવો બનાવ બની ગયો કે જેથી મારું મન ભણવા પરથી ઊડી ગયુ. ૩૦મી મે ને દિવસે શાંઘાઈના નાનકિંગ રોડ પર ચીની દેશભક્તો સરઘસ કાઢીને જતા હતા. તેમનાં પર અંગ્રેજ અને જાપાની પોલીસે ગોળીઓ વરસાવી. બીજે જ દિવસે ચાંગશાના વિદ્યાર્થીઓએ આરઝી સરકારની કચેરીએ જઈને તેનો વિરોધ કર્યો અને તપાસ પંચની માંગ ઉઠાવીને કહ્યું કે જાપાનની ૨૧ મુદ્દાવાળી શાહીવાદી માંગનો ઇન્કાર કરો. શહીદોના ખૂનને

બદલો અમે માંગતા હતા. તેમનાં સગાંવહાલાંઓની સરકાર સંભાળ રાખે તેમ ઇચ્છતા હતા. બહાર અમે 'શાહીવાદ મુર્દાબાદ' ના બુલંદ સૂત્રો પોકારતા હતા. એટલામાં ખબર આવી કે અમે સરકાર જોડે વાટાઘાટ કરવા મોકલેલ પ્રતિનિધિઓની ધરપકડ થઈ ગઇ છે. મામલો વીફરી ગયો. અમે કહ્યું કે અમારા નેતાઓને મુક્ત કરો. સરકાર ન માની. અમે કચેરી પર ધસી ગયા. બીજા ૨૦૦થી વધારે વિદ્યાર્થીઓ ગીરફતાર થયા.

પ્રાંતિક જેલમાં જગા નહોતી. જેલરોની કચેરીઓ પણ કેદીઓથી ભરચક હતી. જેલનું આંગણ પણ ખાલી ન રહ્યું. છતાં ય લોકો તો આગળ ધસ્યે જ જતાં હતાં. વધારે લશ્કરી ટુકડીઓ આવી તો ય લોકો ડર્યાં નહિ. આખરે ગવર્નરના મંત્રીએ આવીને કહ્યું:

'તમારા પ્રતિનિધિઓને ગવર્નર સાહેબે વાતચીત કરવા માટે જ રોકયા છે. તમે બધા મહેરબાની કરીને ઘરે પાછા જાઓ. બધાની સાથે તો વિગતવાર ચર્ચા શી રીતે થાય? દેશ કટોકટીમાંથી પસાર થઇ રહ્યો છે અને તેની જવાબદારી લેનારા અમે બેઠા છીએ. વિદ્યાર્થીઓનું કામ તો છે ભણવાનું. જાઓ. ભણવામાં ચિત્ત પરોવી દો.'

'અમારા નેતાઓને મુક્ત કરો! તમામ વિદ્યાર્થી કેદીઓને છૂટા કરો! તેમને સાથે લીધા વિના અમે પાછા નહિ ફરીએ,' એ અમારો જવાબ હતો. જ્યારે મંત્રીએ જોયું

કે તેની દાળ ગળવાની નથી ત્યારે તેણે બસોથી વધારે વિદ્યાર્થીઓને છોડી મૂક્યા.

રાતના ૯ વાગે અમે ઘરે ગયા. પણ પાછળથી અમે જાણ્યું કે અમારા નેતાઓ તો હજી જેલમાં જ છે. બીજે જ દિવસે શહેરને ખૂણે ખૂણે અમે વિરોધ સભાઓ ભરી. વિદ્યાર્થીઓની ટુકડીઓએ પ્રજાને શાહીવાદી કૃત્ય સમજાવી તેનો સામનો કરવાનો પડકાર કર્યો, લોકોએ વિદ્યાર્થીઓને ઉમળકા ભેર વધાવી લીધા.

૩૦મી મેની કલ્લોઆએ અમને ઊંઘમાંથી જગાડ્યા. તત્કાળ શાની જરૂર છે એ વાત સમજાવી. આજ સુધી લાયબ્રેરીઓમાં મોટા ભાગનો વખત ગાળતા ગરમ–લોહીવાળા જુવાન છોકરા છોકરીઓએ હવે જાણ્યું કે તેમણે બીજાં કાર્યો પણ કરવાના છે. ૩૦મી મેએ મને પણ ખખડાવીને કહ્યું કે હું આંધળી મૂરખ હતી. કવિ ગટેનું કરુણાંત 'વર્થર' વાંચવામાં જ મશગૂલ રહેતી. તેની અસર અર્થાત નુકસાનકારક જ નીવડી. એ કથાના નાયક, વર્થરની જેમ હું પણ અન્યાયોથી અકળાઈને આપઘાત કરવાના વિચારો સેવતી અને જો સન ૧૯૨૬ની જંગી તોપોએ મને ચેતવણી આપી ન હોત તો હું પણ બીજો 'વર્થર' જ બની જાત.

# ૮ મારો પ્રથમ પ્રેમ

સન ૧૯૨૬ માં લખેલ ડાયરીના કેટલાક ફકરાઓ નીચે આપું છું:

પ્રેમના વિચારો

'મને થઈ શું ગયું છે? એની તસવીર શા માટે વારંવાર આંખ સામે આવે છે? તેના સ્મિત સિવાય આ આંખો બીજું કશું જોતી નથી, તેના અવાજ સિવાય બીજું કશું સાંભળવા મારા કાન તૈયાર નથી. કોઈનો કાગળ આવે તો મને લાગે છે કે એનો જ આવ્યો. મને કશું કરવાનું મન જ થતું નથી. વર્ગમાં હોઉં કે બોર્ડિંગમાં, જાગતી હોઉં કે ઊંઘતી હોઉં બસ એના જ વિચારો આવે છે. ચોપડી વાચું છું પણ અક્ષરે સમજી શકતી નથી. તેના સિવાય કેમ, મારું અસ્તિત્વ જ ખોઈ બેઠી છું.'

સ્વગત ભાષણ

'આ 'પ્રેમ' એ છે કઈ બલા? એ શાની બનેલી ચીજ છે તે હું જાણતી નથી. બા બાપુના પ્રેમ સિવાય બીજા પ્રેમનો સ્વાદ મેં ચાખ્યો નથી એ મીઠો હશે કે કડવો, ખાટો હશે કે તીખો? હું તો એટલું જ જાણું છું કે

મારી અત્યારની લાગણીઓ રહસ્યપૂર્ણ છે. આનું નામ તો પ્રેમ નહિ હોય ને ?'

પહેલી વાર તેને જોયો ત્યારથી જ હું લોહચુંબકની જેમ તેના તરફ ખેંચાયા કરું છું. આ મારો પહેલો અનુભવ હતો. તે પહેલાં તો જ્યારે મારી બહેનપણીઓ પ્રેમની વાતો કરતી ત્યારે હું મોં મચકોડીને નાસી જતી. બધા મને દૂધ પીતું બાળક કહી ચીડવતા. પણ મારે તો બાળકની જેમ જ નિર્દોષ રહેવું હતું. અચાનક આ દુઃખનો ડુંગર મારા પર તૂટી પડયો હતો. ઓ ભગવાન ! આ બધું શું છે ?

માનસશાસ્ત્ર મારા સવાલનો જવાબ આપતું નથી. હું એને ચાહું છું પણ મારે એ વાત તેને કહેવી નથી. મારે મારી ગુપ્ત વાત સદાયને માટે છાની જ રાખવી છે. દુઃખ, દુઃખ, હું તને આવકારું છું. માનવ જાતિ દુઃખ સહન કરવા માટે જ સર્જાઈ છે દુઃખ વિનાનું જીવન અર્થહીન છે. એક લેખકે કહ્યું છે, 'તમે પ્રેમમાં હો ત્યારે દુઃખ અને આંસુ અમૂલ્ય બને છેઃ તમે સુખેથી પરણી જશો ત્યારે પ્રેમની કબરમાં દાખલ થશો.'

સત્યાનાશ ! આ વાકય શા માટે મને વારંવાર યાદ આવ્યા કરે છે ? પવિત્ર કુંવારકાના મનમાં આવા વિચારોને સ્થાન ન જ હોય ...

એ હસતા જુવાનની મૂર્તિએ મારું જીવન ખારું કરી

મૂક્યું છે. મોટાભાઈએ શામાટે તેની જોડે ઓળખાણ કરાવી? હવે તો મને આપઘાત કરવાનું મન થાય છે.

આવા ઉદાસ સંજોગોમાં અમારી વચ્ચે એક વરસ સુધી પત્રવ્યવહાર ચાલ્યો પણ મેં મારા મનની વાત તેને કદી ય જણાવા ન દીધી. ડાયરી અને કવિતાઓ લખવા ઉપરાંત હું એકલી એકલી ફરવા ચાલી જતી. પણ સમયનો કાળઘંટ વાગ્યો. બહાદુર વિદ્યાર્થીઓ પુસ્તકો અભરાઈએ મૂકી ક્રાંતિમાં જોડાઈ ગયા. હું પણ તે તરફ ઘસડાવા લાગી.

એ દરમ્યાન, અચાનક મારી પ્રિયમૂર્તિ જાતે જ મારી સામે આવીને ખડી થઈ. કલ્પિત નહિ પણ સાચેસાચો જુવાન મારી સામે ભાવભરી આંખે જોઈ રહ્યો હતો. મારા આનંદનો પાર નહોતો.

'સારું થયું કે તમે આવ્યા. મારે તમને ઘણી ઘણી વાતો કહેવી છે પણ એ બધું લખવાની ફુરસદ નહોતી' મેં હેતથી કહ્યું.

'શું છે?'

'માનશો? હું લશ્કરમાં જોડાવાની છું.' હસીને મેં જવાબ આપ્યો. પણ મારો અવાજ ઢાવકો હતો, તે ચોંકી ઊઠ્યો.

'હોય નહિ! તમે મારી મશ્કરી કરો છો.'

'ના, હું સાચું જ કહું છું.'

'પણ એ કપરી કસોટી તમારાથી નહિ પાર પડે.'

'મારે મુસીબતો વેઠતાં શીખવું છે.'

'તમારામાં એટલી દૃઢ ઈચ્છાશક્તિ છે?' તેના રોજના સ્મિતને સ્થાને દુ:ખનો ભાવ દેખાતો હતો.

'મેં મારી અરજી મોકલાવી પણ દીધી છે.'

'પહેલાં શાંતિથી વિચાર તો કરી જુઓ, તમે આખરી નિર્ણય પર આવો તે પહેલાં મારે તમારી સાથે લાંબી ચર્ચા કરવી છે.'

'હવે વધારે વિચાર કરવાની જરૂર નથી. તમારે મારા નિર્ણયને ખીનશરતે આવકારવો જોઈએ.'

તે નીચું જોઈ ગયો. એના દિલમાં દુ:ખના ઉછાળા આવતા હતા એ હું સમજી ગઈ. છતાં ય નવાઈની વાત તો એ છે કે તેથી મારામાં દુ:ખની લાગણી ન જન્મી, ઊલટું ફાંસીએ ચડતા કેદીને અચાનક માફી મળે તે રીતે મેં છૂટકારાની લાગણી અનુભવી. નિખાલસ હાસ્ય સાથે મેં તેની સામે જોયું.

'હું આવતી કાલે પાછો જવાનો છું. ફરી આપણે ક્યારે મળીએ, એટલું તો કહો?' કોણ જાણે શાથી પણ તેના અવાજની કરુણતાએ મારું દિલ ઊંડી ઊઠયું. અચાનક મને એકલવાયું લાગ્યું પણ મારો નિર્ણય દૃઢ હતો.

'આપણે લડાઈને મોરચે મળીશું. મને આશા છે કે તમે પણ લશ્કરમાં જોડાઈ જશો જ.'

તેનો મૌન જવાબ મળ્યો ત્યારે મેં જોયું કે તેની આંખોમાં આંસુ ચમકતા હતા.

ખેર, એ અમારું આખરી મિલન હતું, હું કશું બોલ્યા વિના તેને દરવાજા સુધી વળાવવા ગઈ, અને આંસુભરી આંખે એ સરી જતી હૃદયમૂર્તિને જોઇ રહી.



## ૧ લશ્કરમાં જોડાઈ

હું મરીશ ત્યાં સુધી મારા મોટાભાઈનું ઋણ ભૂલીશ નહિ. લગભગ તેમના જ પ્રતાપે હું ફોજમાં દાખલ થઈ શકી એમ કહું તો ય ખોટું નથી.

ક્ષય રોગની સારવાર માટે મોટાભાઈ ચુલુ પર્વત પરના તાઉ-શુન મંદિરે ગયા ત્યારે સન ૧૯૨૬ની ઉનાળાની રજાઓ ગાળવા હું પણ તેમની સાથે ગઈ. તે દિવસોમાં હજી હું પ્રેમથી પીડાતી હતી. અને જૂની કરુણ પ્રેમકથાઓ જ વાંચ્યા કરતી. મોટાભાઈ મારા પર ખૂબ ગુસ્સે થયા અને બાપુને પણ એ વિષે લખ્યું. તેમણે આપેલ ઠપકો મને હજી યે યાદ છે· 'મૂરખ છોકરી! સમયનો ઘંટ ધધણી રહ્યો છે તો ય તું તારા સપનામાં ઘોરતી પડી છો. એ પેમલા પેમલીની વાતોને કચરાની ટોપલીમાં પધરાવી દેવી જોઈએ. એમાં કશો જ દમ નથી. એક બીજાથી એ મહેજ પણ જુદી પડતી નથી. તું તો જાગૃત સ્ત્રી છો. તને પ્રગતિશીલ સાહિત્યમાં રસ હતો. વધારે ક્રાંતિકારી પુસ્તકો શા માટે વાંચતી નથી?'

તેમણે મને સામ્યવાદની બાળપોથી આપી. સમાજવાદના સહેલાં પુસ્તકો આપ્યાં. મને તરત જ તેમા રસ પડવા માંડયો અને પેલા હસતા જુવાનની તસવીર ઝાંખી પડવા લાગી. મારા લખાણની દિશા પણ બદલાઇ ગઇ. મેં દેશના શ્રમજીવીઓનું જીવન જોયું અને તેમના દુઃખદર્દની વાતો લખવા માંડી. મારો નાનો ભાઇ 'દૈનિક સમાચાર'નો તંત્રી હતો. તેમાં મારી વાર્તાઓ પ્રગટ થતી. મેં ફોજમાં ભરતી થવાની અરજી મોકલાવી તેની આગલી રાતે હું અને મારો નાનો ભાઇ મારા વચલા ભાઇની સલાહ લેવા માટે ગયા હતા.

'મને લાગે છે કે એણે ફોજમાં જોડાવું ન જોઈએ સાહિત્યકારને માટે ત્યાંના શુષ્ક જીવનમાં સ્થાન નથી. સૈનિકો કવાયતમાંથી જ ઊંચા નથી આવતા અને મિનકેનની આવડત ત્યા વેડફાઈ જશે.' મારા નાના ભાઈએ દલીલ કરી

'તારી દલીલમા વજૂદ નથી. એણે જો ઉચ્ચ કક્ષાનું સાહિત્ય નિર્માણ કરવું હોય તો આવા અવનવા જાત અનુભવ તેને માટે અનિવાર્ય છે. ફોજમાં જોડાઇને તેનુ શરીર કેળવાશે, મનને પોષણ મળશે અને લખવા માટે સામગ્રી મળશે ટૂંકમાં તેને ફાયદો જ છે. નુકસાન રજ માત્ર નથી.'

અર્થાત્ મારા વચલા ભાઇનું કહેવું સાચુ જ હતુ અને મારા નાના ભાઇએ પોતાની વાત પડતી મૂકી દીધી

અને હું તો એ બન્ને વિરોધ કરે તો ય જોડાવાની જ હતી. ચાંગશામાં રહું તો મારી બા મને આવતા શિયાળામાં પરણાવી દે તેમ હતું. પણ મને હજી વીસ વરસે ય પૂરા થયા નહોતા. મારે જવું ક્યાં? મારી પાસે ફુટી બદામે ય નહોતી. જુવાનીને ઉંબરે જ મારું દિલ ઘવાઈ ચૂક્યું હતું. આ બાબતમાં મારા વચલા ભાઈને મારી પ્રત્યે ખૂબ જ સહાનુભૂતિ હતી. એ પોતે પ્રેમ વિનાના લગ્નની યાતનાઓ જાણતો હતો. ફોજમાં દાખલ થવામાં તેણે મને પૂરતી મદદ કરી.

'તારી આઝાદીનો માત્ર આ એક જ રસ્તો છે. ક્રાંતિમાં જોડાઈને તું તારી લગ્નસમસ્યા સાથે ભાવીના બીજા સવાલો પણ ઉકેલી શકીશ.'

મને તો લાગે છે કે સૈન્યમાં જોડાયેલ છોકરીઓમાંથી મોટાભાગની—દસમાથી નવની-મૂળ ઇચ્છા તેમને જકડી રહેલ કુટુંબના બંધનમાથી મુક્ત થવાની જ હતી. તેમને બધાને પોતાની જાતે પોતાનો માર્ગ નક્કી કરવો હતો. પણ જે ક્ષણે તેમણે સૈન્યનો ગણવેશ ધારણ કર્યો અને ખભા પર બંદૂક મૂકી, તે જ ક્ષણે તેમના વિચારોમાં પણ પરિવર્તન આવવા માંડ્યું. હવે એ પહેલાંની જેટલાં સ્વાર્થી રહ્યા નહોતા. તેની નજર સામે ૫૦ કરોડ પીડિત પ્રજાના દુઃખ તરવરવા માંડ્યા અને તેમની મુક્તિની જવાબદારી પોતાની છે એવી તેને જાણ થઈ. મોટાભાગની

છોકરીઓ પોતાના માબાપને પૂછ્યા વિના જ છાનીમાની ફોજમાં દાખલ થઈ હતી. પણ કોઈએ આ વાત અમારા હેડમાસ્તરથી છાની રાખી નહોતી કારણ એ એક જ અમારા નિર્ણયની તરફેણમાં હતા. બીજી શાળાઓએ પોતાપોતાના વિદ્યાર્થીઓ પર મનાઈ હુકમો ફરમાવ્યા હોવાથી તેઓ ગુપ્ત રીતે જ લશ્કરી શાળામાં જોડાવા ચાલ્યા ગયા હતા. જે વિદ્યાર્થીઓ તેની પ્રવેશ પરીક્ષામાં સફળ થતા તેમનો આનંદ આભમાં ય સમાતો નહિ.

મને એ દિવસ હજી ય યાદ છે. મૂશળધાર વરસાદમાં ૨૫૦ જુવાન બહાદુર સ્ત્રી પુરુષોને વળાવવા માટે ગામલોક ચાંગશા સ્ટેશન પર આવ્યું હતું. તેમની આંખોમાં આંસુ હતા પણ અમારા દિલમાં દુઃખ નહોતું.

'તમે રડો તે ઠીક કહેવાય? તમારે તો અમને ઉત્સાહિત કરીને શત્રુનું નિકંદન કરવા મોકલવા જોઈએ' હું બોલી.

બરાબર એ જ વખતે એક જુવાન દોડીને મારી પાસે આવ્યો અને હાંફતા હાંફતા મારા હાથમાં એક ગુલાબી પરબીડિયું મૂકી દીધું. એ 'જ્યોતિ'નો તંત્રી હતો. હું તેને ઓળખતી નહોતી પણ હું તો મારી હૃદયમૂર્તિને દૂર કરવાની મૂંઝવણમાં હોવાથી દરેક હુંફાળા લાગણી પ્રદર્શનને શંકાની નજરે જ જોતી હતી. મેં એ કાગળ દૂર મૂકી દીધો.

અમે પચાસ સ્ત્રી સૈનિકો એક ડબ્બામાં ખડકાયા હતા. ત્યાં બેસવાની સહેજ પણ જગા નહોતી. અમારા ગાંસડા પોટલાઓ સાથે અમે નિરાશ્રિતો જેવાં જ દેખાતા હતા. મૂળ તો આ ડબાઓ માલગાડીના હોવાથી ત્યાં હવા ઉજાસ માટે બારીઓ પણ નહોતી. અંધારાથી અકળાઈને અમે ગાવા માંડયા.

'ઊઠો, જાગો ભૂખે બંદી, ઊઠાઓ લાલ તરવાર.
કબ તક સહોગે ભાઈ જાલીમકા અત્યાચાર.'

અમે ગાવા માંડયું કે તરત જ અમારા દિલ નાચી ઊઠયા. અમારા નૂતન જીવનની, અમારા ઉજ્જવલ ભાવીની શરૂઆત કરવા માટે અમે અમારી જાતને મુબારકબાદી આપી. દરેકે દરેક જણુ ખુશીના નશામાં ગાંડાઘેલા બની નાચતા હતા.

## ૨ ગામડાની છોકરીઓ અને આગગાડી

સાંજના પાંચ વાગે ગાડી એક સ્ટેશન પર આવી ઊભી રહી. હું અને શુ સુન દોડીને સ્ટેશન સામેની ઝુંપડી તરફ ગયા. સૌને નવાઇ તો લાગી પણ કોઇએ અમને રોકયા નહિ. મને મારી મૂર્ખાઇ પર અનહદ ચીડ ચડી હતી. આગગાડીમાં મુસાફરી કરવાનો આ પહેલો જ પ્રસંગ

હોવા છતાં ય એક અત્યંત અગત્યનો સવાલ પૂછતાં હું ભૂલી ગઇ હતી ફોજી સૈનિકો બનવા જેટલી તો અમારામાં હિંમત હતી પણ ગાડીમાં પાયખાનું ક્યાં હોય છે એટલું પૂછવા જેટલી હિંમત હું ભેગી કરી શકી નહિ દુનિયામાં અમારાથી વધારે બેવકૂફ માણસો હોઇ શકે જ નહિ !

અમે એ ઝૂંપડીએથી પાછા ફર્યાં ત્યારે ગાડીની નામ નિશાની યે દેખાતી નહોતી અમે ગભરાઇને, હડકાયા કૂતરાની જેમ ગાડી ગઇ તે દિશામાં દોડવા માંડયું ચાર આંખો સામે તાકતી હતી. ચાર પગો દોડતા હતા, લોખંડી પાટા સાથે અથડાતા હતા, પથ્થરો પર ઠોકરો ખાતા હતા શુ-ચુન શરીરે જાડી હોવાથી તે વારંવાર પડી જતી, ઊઠતી અને ફરી પડતી એ દોડતી હતી એમ કહેતાં ડરતા આળોટતી હતી એમ જ કહેવું જોઇએ બિચારાં બાળકો ! આગગાડીની હરીફાઇ કરે એવા મૂરખ લોકો દુનિયામાં બીજે કશે વસતા હશે ખરા ?

'આપણાથી તેને નહિ પહોંચાય–' હતાશ બનીને અમે પાછા ફર્યા ત્યારે અંધારું ઘેરાવા લાગ્યું હતું

'મૂરખના સરદાર ! આપણે ખરેખર ગધેડા છીએ !' શુ–ચુન અકળાઇને રોઈ પડી

'હું તો ગામડાની છું પણ તું તો લીલીંગ શહેરની છો ને ? સ્ટેશન પર ગાડી કેટલીવાર થોભે છે એટલું ય તને ભાન ન રહ્યું ?' મેં દાઝેલી શુ–ચુનને ડામ દીધો

ભારે હૈયે અમે ફરી પેલી ઝૂંપડી તરફ ગયા. હજી હમણાં જ અમે 'આવજો' કહીને ત્યાંથી નીકળ્યા હતા. અમને જોઈને ત્યાંની આધેડ ઘરવાળીએ રોકડું પરખાવ્યું, કે મારે ઘેર નહિ પણ સ્ટેશને જઈને બીજી ગાડીની વાટ જુઓ. આટલી સલાહ પણ અમારા કૂણતા બાળક દિલને માટે તણખલા જેવી લાગી. એ એકલવાયા સ્ટેશન પર અમે ત્રણ કલાક ખેંચી કાઢયા તો ય ચાંગશા તરફથી કોઈ ગાડીનો દીવો ન દેખાયો ત્યારે અમારી ધીરજ ખૂટી.

'શુ–સુન ! ચાલને આપણે સૂવા માટે કોઈ બીજી જગા શોધી કાઢીએ. અહીં આખી રાત રહેવામાં તો બહુ જ જોખમ લાગે છે.'

અમે એક બીજાના હાથ જોરથી પકડીને અંધારામાં પગ મૂક્યો. અને ગામડા ભણી જતો ટૂંકામાં ટૂંકો રસ્તો ફંફોસવા લાગ્યા. 'બહેન, જરા બારણું ઉઘાડોને !' એક દરવાજાની તડમાંથી પ્રકાશ આવતો જોઈને અમે એ ઘરનું બારણું ખખડાવ્યું.

'કોણ છે એ !' એ ત્રાડ સાંભળીને અમારાં તો ગાત્ર જ ઢીલાં પડી ગયાં.

'ચાલ આપણે બીજે કશે જઈએ' હળવેકથી શુ–સુને મારા કાનમાં કહ્યું. પણ મેં હિંમત કરીને વિનતિ કરી, 'બહેન અમારા પર દયા કરો–દરવાજો ખોલો.'

'ચાલતાં થાઓ, ચાલતા– અમે ભિખારીઓને કશું આપતા નથી.' એ સૌમ્ય અવાજ કોઈ ડોશીનો હતો.

'અમે ભિખારી નથી મા ટ્રેન ચૂકીને આવેલ વખાની મારી બે વિદ્યાર્થિનીઓ તમારે ઉંબરે ઊભી છે મહેરબાની કરીને અમને અંદર આવવા દો.'

'આટલી ગતે કોઈ મારી છોકરી બહાર રખડે જ નહિ ને ? હુ કોઈ કાળે યે દરવાજો ખોલવાની નથી.'

'ઓય માગ બાપ ! આ લોકો તો અમને વેશ્યાઓ જ ધારે છે ! હવે અમને કોઈ મ ધરશે નહિ, ગત કેમ કાઢીશુ ?' એટલામા કોઈ પુરુષનો અવાજ સ ભળાયો.

'આવો, હુ તમારુ સ્વાગત કરુ છુ' ' અમે વાઘની ત્રાડ સાભળતા હોઈએ એમ ધ્રૂજી ઊઠયા. અમે મુઠ્ઠીઓ વાળીને દોડવા માડ્યુ. થોડીવારે બીજા ઘરનું બારણુ ખખ ડાવ્યુ ત્યારે તે ઊઘડયુ તો તરત જ પણ જ્યારે ઉઘાડ નારે જોયુ કે અમે છોકરીઓ છીએ ત્યારે તેનો ઉમગકો પગરાગમા ઓગની ગયો એની પુત્રવધૂની પ્રસવપીડા ચાલુ હતી અમાગ દેશમાં એક એવો વહેમ પ્રચલિત છે કે તે વખતે પુરુષ અતિથિ બારણે આવે તો છોકરો જ અવતરે એટલે અમારુ આગમન આ માસુજીને અળખામણુ લાગે તે સ્વાભાવિક હતુ.

'માજી, અમે ભૂલા પડયા છીએ અમને એક ગત ઉતારો ન આપો ?' આ બાઈને અમારા પર દયા આવી હોય કે પછી અમારી જોડે વધારે માથાકૂટ ન કરવી પડે એ આશાથી હોય પણ તેણે અમારી જોડે એક માણસ મોક લાવીને એક દુકાનનો રસ્તો બતાવ્યો.

એક વિધવા બાઈ પોતાની દીકરી સાથે આ દુકાન ચલાવતી હતી. અચાનક આભમાંથી બે જાનવરો ઊતરી પડ્યા હોય એમ ઘણાં ગામડીઆઓ અમને વીંટળાઈ વળ્યા. અમને તાકી તાકીને જોતા પુરુષો વિશે મને ખાસ શંકા આવી અને શુ–સુનને કહ્યું કે આ તો અણધારી આફત વહોરવા જેવું છે. આપણે અહીં નથી રહેવું.

અને ખરી નવાઈની વાત તો એ છે કે અમે તેમના ચારિત્ર્ય પ્રત્યે શંકા ઉઠાવતા હતા ત્યારે એ લોકોને પણ અમે રખડેલ સ્ત્રીઓ તો નહિ હોઈએ ને? એ જ સવાલ મૂંઝવતો હતો. અરેરે ? માણસ માણસ વચ્ચે આવો અવિશ્વાસ તો ચાલ્યા જ કરવાનો.

અમારી પરોણાગત તો સારી થઈ. અમારે માટે તેણે રસોઈ બનાવી અને પોતાના જ ઓરડામાં પથારી પાથરી આપી. પણ અમને આખી રાત ઊંઘ ન આવી. એક રૂપિયો આપીને સવારના પહોરમાં સ્ટેશન તરફ રવાના થયા ત્યારે અમે માર ખાઈને પાંશરા થએલ નિશાળિયાઓ જેવા દેખાતા હતા.

સ્ટેશન પાસે જ એક વિલાયતી ઢબનું મકાન હતું. તેમાંથી એક કાળા ચશ્મા પહેરેલ સૈનિકે બહાર આવીને અમને પૂછયું: 'ગઈ કાલે ફોજી શાળાની બે વિદ્યાર્થિનીઓ અહીં ભૂલી પડી ગઈ છે, તે તમે જ કે?'

'જી હા. પણ તમે કેવી રીતે જાણ્યું !'

અમારા પરથી જે ભણુનો બોજ ઊતરી ગયો હોય તેમ અમે ઊંડો શ્વાસ લીધો.

'હાશ. તમે સીધા અહીં જ કેમ ન આવ્યા. તમારી શોધમાં અમે તો ઠેર ઠેર માણસો રવાના કરી દીધા છે. જાઓ, પ્લેટફોર્મ પર જઇને બેસો. ચાંગશાની ગાડી આવવાનો વખત થઇ ગયો છે. હવે, તે ન ચૂકાય એટલું ધ્યાન રાખજો.'

પ્લેટફોર્મ પર અમારી સાથે ભણુતા શ્રી લી મળ્યા.

'ઓહ ! તમે પણ અહીં જ છો ને શું.' અમારો આનંદ ગગનમાં સમાતો નહતો.

'તમને બન્નેને પાછા લાવવા માટે કમીશ્નર ચીઉએ મને અહીં મોકલાવ્યો હતો. તમારી જેવા સર્વોત્તમ વિદ્યાર્થીઓને ખોઇ બેસવા એ તૈયાર નથી'

'હા, હા, હા ...' શુ અને હું પેટ પકડી પકડીને હસ્યા. આ 'સર્વોત્તમ' વિદ્યાર્થીઓ કેટલાં મૂરખ છે એ બીજા શું જાણે ?

## ૩ ફરી રઝિયો મળ્યો

હું નવી નિશાળમાં પહોંચી તે પહેલા જ ત્યાંથી મને કાઢી મૂકવામાં આવી આથી વધારે હસવા જેવું બીજું શું

હોઇ શકે ? વાત માની શકાય તેવી નથી. પણ આ રહી તેની વિગતો.

પ્રવેશ પરીક્ષા માટેની સમિતિએ શરૂઆતમાં તો સો છોકરાઓ અને વીસ છોકરીઓને દાખલ કરવાનું નક્કી કર્યું હતું. પરંતુ બે હજારથી ય વધારે ઉમેદવારોના પરિણામ પત્રકો સારા હતા અને તેમના તરફથી વિદ્યાર્થીઓની સંખ્યા વધારવા માટેની થોકબંધ વિનતિઓ સમિતિને મળી હોવાથી આખરે તેમણે ૨૦૦ છોકરાઓ અને ૫૦ છોકરીઓને દાખલ કરવાનું નક્કી કર્યું.

પરંતુ અમે વુ ચેંગ પહોંચીએ તે પહેલાં જ આ નિર્ણયમાં ફેરફાર થઇ જશે એમ કોણે ધાર્યું હતું ? વડા અધિકારીઓની આજ્ઞા અનુસાર દરેક પ્રાંતના સુનંદા ક્રાંતિકારી સૈનિકોને તાલીમ આપવા ખાતર આ શાળા સ્થાપવામાં આવી હતી. એટલે દરેક પ્રાંતને ભાગે સરખી જ સંખ્યા આવવી જોઇએ. પણ હુનાન પ્રાંતમાંથી તેના હિસ્સા કરતાં વધારે ઉમેદવારો લેવાઇ ગયા હોવાથી તેટલા પ્રમાણમાં ઘટાડો કરવાનો સવાલ ઊભો થયો હતો. ફરી પ્રવેશ પરીક્ષા લઇને માત્ર ૧૦૦ છોકરાઓ અને વીસ છોકરીઓને જ દાખલ કરવાનું નક્કી થયું.

આ વાત સાંભળીને અમને એટલું દુઃખ થયું કે અમને તો લાગ્યું કે અમને ફાંસીની સજા જ થઇ છે. કેમ જાણે કોઇએ અમારી આંખે કાળા પાટા બાંધીને અમારા ઉજ્જવલ ભાવી પર અચાનક અંધારું પાથરી દીધું ન હોય !

'આભાગમાંથી કોઈને પાછા મોકલશો તે નહિ ચાલે. અમને સૌને સાથે જ દાખલ કરો.' કોઈએ સૂચન કર્યું અને સૌએ માની લીધું.

'હા. ચાલો, આ બીજી પરીક્ષાનો વિરોધ કરીએ. અને માગ ઉઠાવીએ કે વગર શરતે અમને સૌને દાખલ કરો.'

અમે સૌએ ટોળે મળીને આ સૂત્રો પોકાર્યા.

'આ તો મજાક છે. જો ખરેખર ક્રાંતિ કરવી હોય તો જેટલાં વધારે સૈનિકોને તાલીમ મળે એટલું સારું જ છે. કેળવાયેલા કાર્યકરોની અછત છે એ જ તો ખરી મુશ્કેલી છે. અને હવે ક્રાંતિકારી સૈનિકોમાં ઘટાડો કરવાની વાત થાય છે એનો અર્થ શું ? હુનાન પ્રાંતના માણસો કલમ છોડીને બંદૂક ઉપાડવા તૈયાર થયા છે એ જ બતાવી આપે છે કે ત્યા આત્મભોગ આપવા ઝંખતા વિચારશીલ લોકો વસે છે આ વાત તો આવકારવા લાયક છે. જેને તાલીમ જોઈતી હોય તે બધા જ જુવાનોને તાલીમ આપીને જનતાની સેવામાં હાજર કરવામાં આવે તો એ બધાં જનતાનું દુઃખ દૂર કરવામા મદદરૂપ નીવડશે.'

'પરંતુ સરકાર અવળી દિશામાં ચાલતી હોય એમ લાગે છે. ક્રાંતિમા ઓછાં લોકો જોડાય એમ એ ઇચ્છે છે એટલે જ એ વિદ્યાર્થીઓને ભણવા પાછા મોકલાવે છે. એમનું કહેવું છે કે ક્રાંતિકારી વિચારોનો ફેલાવો સરેરાશ સરખા પ્રમાણમા સર્વત્ર થાય એટલા માટે એ આમ કરે છે પણ ખરી

રીતે તો એ ક્રાંતિકારી જુવાનોની પ્રગતિનો માર્ગ જ રૂંધી રહી છે. અમારામાંથી એક નામ પણ ચેકાવું ન જોઈએ. ગમે તે થાય પણ અમને બધાંને તેણે દાખલ કરવા જ જોઈએ.'

મારા ભાષણને સૌએ તાળીઓના ગડગડાટ સાથે વધાવી લીધું. 'મોટી બહેન લોખંડ' નામની છોકરી ઘોઘરા અવાજે બોલી: 'બહેનો, આપણે આત્મભોગ આપવાની પ્રબળ ઇચ્છાથી પ્રેરાઈને જ આ સૈન્યમાં જોડાયા છીએ. આપણે ક્રાંતિ માટે ઘરબાર છોડયાં છે. આપણે માત્ર આપણા અંગત દુઃખો ભૂલવા માટે જ નહિ પણ તમામ જનતાના દુઃખનું નિવારણ કરવા માટે આ પગલુ ભર્યું છે. ખાસ કરીને છોકરીઓ સૈન્યમાં જોડાવા તૈયાર થાય છે એ અપૂર્વ બનાવ ઐતિહાસિક છે. સરકારે આપણને સમાન હક આપ્યા. દેશસેવા કરવાની તક આપીને એણે સ્ત્રીઓ પર ઉપકાર કર્યો છે. એ આનન્દમાં આપણે તરતા હતા ત્યારે આ સંખ્યા ઘટાડવાની વાત કારી ઘા જેવી લાગે છે. મારી બહેનો, હું અપીલ કરું છું કે આ નવા ફતવાનો સખત વિરોધ કરો. આપણે ઘરે પાછાં ફરીને શું કરીશું? આપણાં કુટુંબીઓ આપણને સંઘરશે નહિ અને નિશાળો પણ આપણને ફરી પાછા લેશે નહિ. હવે પગ મૂકવાનું કોઈ સ્થાન આપણા માટે રહ્યું નથી. ક્રાંતિ માત્ર આગેકદમ જ જાણે છે. એમાં પીછેહઠને સ્થાન નથી.'

આ ભાષણ બાદ સૌનો નિર્ધાર વધારે મક્કમ બન્યો અને પાંચ મિનિટમાં જ બીજી પ્રવેશ પરીક્ષાનો વિરોધ કરવા

માટે અમારામાંથી એક સમિતિ નિમાઈ ગઈ. એ જ બપોરે અમે ચેંગ-ઝી નદી ઓળંગીને હેંકાઓ જઈ પહોંચ્યા અને મિલિટરી કાઉન્સીલના મુખ્ય મંત્રી જનરલ તેંગ-સાન-ચીના હાથમાં, અમારા દસ પ્રતિનિધિઓએ અમારું વિનતિ પત્ર મૂક્યું.

તેમનો મૌખિક જવાબ તો સંતોષકારક હતો. નાનકિંગથી વધારે ખુલાસો મેળવવાનું તેમણે વચન આપ્યું અને તે દરમ્યાન અહીં તાલીમ મેળવવાની રજા પણ આપી.

ત્રણ દિવસ ચાલ્યા ગયા તો ય લેખિત જવાબ ન આવ્યો. ચોથે દિવસે સ્ત્રીઓના છાત્રાલય પર એક વિદ્યાર્થીએ આવીને કહ્યું: 'સત્યાનાશ! હુનાનના મોટા ભાગના વિદ્યાર્થીઓ તો ફરી પરીક્ષા આપવા ગયા છે. આપણા દસ પ્રતિનિધિઓને કાઢી મૂક્યા છે. અને પરીક્ષા આપવાનો ઇન્કાર કરનારાઓને બીજી તક નહિ મળે-એવી જાહેરાત પણ હમણાં જ બહાર પડી છે.'

'શું! પ્રતિનિધિઓને કાઢી મૂક્યા? ત્યારે તો હું.... હું....'

મધરાતે વીજળી પડે એમ હું આભી જ બની ગઈ. પ્રતિનિધિ તરીકે ચૂંટવામાં હું સૌના હિતનું જ કામ કરતી હતી અને તે માટે મને કાઢી મૂકવામાં આવે તો ય તેની મને દરકાર નહોતી; છતાં ય આ વાત સાંભળીને કોઈ અકથ્ય દુઃખ મારા મનમાં ઉભરાઈ આવ્યું.

બીજે દિવસે આ વાત છાપાઓમાં પણ આવી ગઈ. આજે લશ્કરમાં નહિ જોડાઉં તો ફરી એ તક મારા જીવનમાં આવશે નહિ. નિશાળમાં મને પાછી લે તો ય મારી બા મને પરણાવ્યા વિના રહેશે નહિ અને જૂનવાણી સમાજના રાક્ષસી ઉદરમાં હું હજમ થઈ જઈશ. મારી ક્રાંતિકારી ભાવનાઓ માટે કોઇ ચોરબારી નહિ રહે. અરેરે! મારી આશાઓ રગદોળાઈ જાય છે. નિરાશા, હતાશ-તુંગ-તિંગ તળાવના અગાધ જળમાં સમાઇ જાઉં તો જ હવે તો છુટકારો છે.

આમ હું વિચાર વમળમાં અટવાતી હતી એટલામાં, આ સમાચાર સાંભળીને મારો વચલો ભાઈ ત્યાં આવી પહોંચ્યો અને મને સાંત્વન આપવા લાગ્યો. તે સંચાલકો પાસે ગયો પણ ત્યાંથી તેને જવાબ મળ્યો. 'અમે કશું જ કરી શકીએ તેમ નથી. આ તો ઉપરીઓની આજ્ઞા છે. તે લોકો આ પ્રતિનિધિઓને ફરી દાખલ નહીં જ કરે.'

'પણ મારી નાની બહેન તો ખરેખર બહાદુર છોકરી છે. એને તમે ક્રાંતિમાં જોડાવા નહિ દો તો બહુ જ ખેદની વાત છે. તમારે તેને મદદ કરવી જ જોઈએ.'

'માફ કરો, પણ હવે તો એ માત્ર રાજકીય વર્ગ દ્વારા જ અહીં જોડાઇ શકશે.'

હતાશ દિલે મારો ભાઈ આ સમાચાર લઈ આવ્યો. અમારા જેવા જાકારો મળેલા વિદ્યાર્થીઓ માટે જ, જનરલ તેંગે આ રાજકારણ શીખવવાના વર્ગો ઠેકાઉમાં ખોલ્યા

હતા. આઠ મહિનાનો કોર્સ હતો. 'મોટી બહેન લોખંડ' અને બીજા કાઢી મૂકેલા વિદ્યાર્થીઓ ન છૂટકે તેમાં દાખલ થઈ ગયા હતા પણ મેં ત્યાં જવાની ના પડી મને માગ ભાઈની કળામતમાં શ્રદ્ધા હતી.

'જીત્યા ! નાનીબહેન ! આમાંથી નીકળવાનો રસ્તો છે.' આનંદના પૂરમાં ધસમસી આવતો ભાઈ બોલ્યો, 'કૉત્તરના વિદ્યાર્થીઓની પરીક્ષા અહીં જ લેવાશે. તું નામ બદલાવીને સાથે દાખલ થઈ જા.'

આ તક અનેરી હતી પરંતુ તેમાં જોખમ પણ એટલું જ હતુ. સંચાલકો પોલ જાણી જાય તો મારુ આવી જ બને. પણ મને તો સૈનિક બનવાની તાલાવેલી લાગી હોવાથી ગમે તે જોખમ ખેડવા માટે હું તૈયર હતી. મારો ફોટો સાથે લઈને હુ મારુ નામ નોંધાવવા ઊપડી. મે મારું નામ રાખ્યુ હે-પી ગ-ચીગ અને ગામ બતાવ્યું પેકીંગ !

'તમારી નિશાળની સર્ટિફિકેટ ક્યાં છે ? સાથે નથી લાવ્યા ?' ગણવેશધારી કારકુને ગંભીર બનીને પૂછ્યું.

'ના, નથી લાવી. ઉત્તરની રજવાડી અરાજકતામાંથી નાસી આવેલ વિદ્યાર્થીઓને નિશાળના સર્ટિફિકેટો ન મળે એટલુ તમે જાણતા નથી ?' મને લાગ્યું કે આ બહાનુ કારકુનને ચુપ બનાવી દેશે પણ તેણે ફરી પૂછ્યુ, 'તમે પેકી ગથી આવો છો ? તમારી બોલી તો દક્ષિણ જેવી લાગે છે'

ઓય મારા બાપ ! મારું પોગળ ઉઘાડું પડી ગયું !

'મારો જન્મ પેકીંગમાં થયો હતો પણ હું ઉછરી છું દક્ષિણમાં' તમાચો મારીને મોં રાતું રાખવા છતાં હૈયું ધડકતું હતું. સૌ મારી સામે શંકાની નજરે જોતાં હતાં. નિરાશ બનીને પાછી જવા હું તૈયારી કરતી હતી એટલામાં અચાનક ઉત્તરવાસીઓનું ટોળું પોતાના નામ નોંધાવવા આવ્યું અને લાગ જોઈને હું ત્યાંથી છટકી ગઈ.

પરીક્ષાને દિવસે હજારો ઉત્તરવાસીઓ વચ્ચે હું એકલી જ દક્ષિણની રહેવાસી હતી. તેમની બોલી સાંભળીને એમ જ લાગે કે આ ઉત્તરનો પ્રાંત છે, એ શ્યામવર્ણ જુવાનોનું ખડતલ સૌંદર્ય અને તેમના સરસ હસમુખા મોં મને ગમ્યા. ઉત્તરવાસીઓ ઘણા જ પ્રમાણિક અને સાચા દિલના લોકો છે એવી મારા પર છાપ પડી.

સ્વભાવે તેમના જેવી જ હોવા છતાં દેખાવે હું તેમનાથી તદ્દન ઊંધી હતી. ગરું કદ નીચું અને વાન ઊનો છે અને તેમની બોલી તો મને જરા ય આવડતી નથી.

મારા પેપરો લખીને હું સૌથી પહેલી ઊઠી જતી. બધા પરીક્ષકો મારી તરફ જોઈ રહેતા ત્યારે મને એમ જ લાગતું કે બધાંને મારી છાની વાતની ખબર પડી ગઇ છે અને મને હજાર વીંછીડા ડંખવા માંડતા.

'અભિનંદન ! અભિનંદન ! તું પહેલે નંબરે પાસ થઇ છો !' જ્યારે મારા મિત્રે આ સમાચાર આપ્યા ત્યારે પહેલા

તો મને લાગ્યું કે એ મારી મશ્કરી જ કરે છે. હું છેલ્લે નંબરે પાસ થઇ હોત તો ય મારા માટે બસ હતું. ઉતાવળી ઉતાવળી હું પરિણામ જોવા ગઇ અને જોયું કે મારું નામ ખરેખર પહેલું હતું! મારા આનંદનો પાર ન રહ્યો. થોડા દિવસમાં જ હું સૈનિક બની જઇશ. મારા નવા જીવનનો પ્રારંભ! હુર્રે....

આ આનંદને ઊજવવા માટે મારા ભાઈએ એક નાનકડો ભોજન સમારંભ ગોઠવ્યો. એકવાર કાઢી મૂકેલી વિદ્યાર્થિની આજે પહેલે નંબરે પાસ થઈને શાળામાં દાખલ થતી હતી! આવું સદ્ભાગ્ય તો મેં સ્વપ્નામાં ય જોયું નહોતું.

## ૪ સૈન્યમાં

**આ** તો મને બરાબર યાદ છે. તા. ૨૫ મી નવેંબર ૧૯૨૬મીની બપોરે અમે કેન્દ્રિય ફોજી અને રાજકીય શાળાના કન્યા છાત્રાલયમાં દાખલ થયા. ઝીણાં, સુંદર પોશાકમાં ફરતી છોકરીઓનાં ટોળાં ઠેર ઠેર ગુસપુસ કરતાં હતાં. એ છોકરીઓની વાતો મને સંભળાઈ નહિ પણ તેમના મોં પર નિરાશા અને અસંતોષનો ભાવ તો સ્પષ્ટ રીતે દેખાતો હતો. એક છોકરીએ તો છાનામાના આંસુ પણ લૂછી નાખ્યા.

'એમ રડે છે શામાટે? તારે દિલગીર થવાની કશી જ જરૂર નથી. આજે નહિ તો આવતી કાલે પણ તને બહાર જવાની રજા તો મેળવી આપીશું જ.' તેની બહેનપણી ગણગણી.

'વાત શું છે? એકવાર અહીં આવ્યા પછી કોઇથી બહાર જ ન જવાય એવું તો નથી ને!' મેં પૂછ્યું.

'હા, કોઇને બહાર જવાની રજા નથી.'

'તો કાલે રજા મળશે?'

'ના. મેં તો સાંભળ્યું છે કે એક મહિના સુધી કોઇને બહાર જવા નહિ દે.'

મને થયું કે આ વાત પૂછી ન હોત તો જ સારું થાત—આમ જીવ તો ન બળત! અમે તો ધાર્યું હતું કે અહીં સામાન મૂકીને પાછા હોટલ પર જઇશું અને ત્યાં જ આખરી વિદાય-ભોજન ગોઠવીશુ. સિવાય, નાની-મોટી ચીજ વસ્તુ પણ અમે ત્યાં મૂકતા આવ્યા હતા. જો આખો મહિનો અહીં જ રહેવાનુ હોય તો જેલમાં પુરાયા જેવુ જ થયું ને? અમે અમાગ કારાવાસની વાતોમાં ગુથાયા હતા એટલામાં એક ચૌદ પંદર વરસના છોકરાએ આવીને બ્યૂગલ વગાડવા માંડ્યું. 'તે તતતા, તે તતતા, તે તતતા.'

થોડી જ વારમાં ત્રણ ફોજી અફસરો આવી પહોંચ્યા. એમાંની એક સ્ત્રી હતી એ વાત ધ્યાન દઇને જુઓ તો જ

સમજાય, કારણ તેમના પહેરવેશમાં જરા માત્ર ય ફેરફ નહોતો. હું તેના તરફ તાકતી હતી એટલામાં એક અફસરની ગર્જ સંભળાઈ:

'હોશિયાર !'

ધસારો–ગડબડ–ગોટાળો–એમ ધક્કા મુક્કી કરતાં આખરે અમારી મેળે જ લાઇન બંધ ઊભા રહી ગયા. ઊંચી, નીચી, જેમ ફાવે તેમ ખડી હતી. સ્રી અફસરને જોઇને કેટલીક છોકરીઓને હસવું આવ્યું.

'જલદી કરો ! જલદી કરો. હસો નહિ.' અફસરનો રૂઆબ જોઇને અમે થોડીવાર તો ઝંખવાઇ જ ગયા.

અમને ત્રણ હરોળમાં છૂટાં પાડયાં ત્યાં સુધી પૂરો એક કલાક અમે ત્યાં ઊભા હતા ત્રીજા વિભાગમા મારો નંબર તેત્રીસમો હતો. મારી કરતા નીચી હોય એવી માંડ દસેક છોકરીઓ હશે. મેં મારી પાસે ઊભેલી છોકરીની પીઠ થાબડી' 'તું આટલી નીચી છો તે બંદૂક શી રીતે ઉપાડી શકીશ ?'

'ઓ હો ! કેમ જાણે આપ સાહેબ મોટા તાડના ઝાડ ન હોય ! મારી જેવડી જ તું પણ એક ટચુકડી સૈનિક છે એ નથી જાણતી ?'

'ચુપ રહો !' હુકમ આવ્યો. અમે એક બીજા સામુ જોઇને ગાલમાં ને ગાલમાં હસ્યા કર્યું. પણ મનમાં તો થયું કે ધાર્યું હતું તેનાથી આ કામ બહુ જ અઘરું લાગે છે.

મકાનમાંથી ગણવેશના પોટલા ઉપાડીને પાંચ માણસો બહાર આવ્યા અને જેમ જેમ અમારા નામો બોલાતા ગયા તેમ તેમ અમને બંધ બેસતી આવે એવી ભૂખરી સુતરાઉ ગણવેશની એક જોડ, ફોજી ટોપી, રબ્બરના તળિયાવાળા બૂટ, અને એક જોડ શીદરીના ચંપલ અને બે જોડ કાળાં મોજાં, પગે બાંધવાની ભૂખરી પટ્ટીઓ અને ચામડાનો કમરબંધ એટલું સૌને આપવામાં આવ્યું. લેફ્ટેનંટ સાહેબે અમને એ બધું પહેરતાં શીખવ્યું. અને સલામી કેમ આપવી એ પણ બતાવ્યું.

'જાઓ! છાત્રાલયમાં જઈને તમારો સુંદર સ્ત્રી વેશ ઉતારીને આ લશ્કરી પહેરવેશ પહેરી આવો. આજથી તમે નાજુક નારીઓ નહિ પણ સૈનિકાઓ છો એ યાદ રાખજો.'

અમારામાં હસાહસ થઈ ગઈ પણ લેફ્ટેનંટ સાહેબે અમને ઠપકો ન આપ્યો. તેમની કરડી નજર જ અમને અંકુશમાં લાવવા માટે પૂરતી હતી.

'તમે તમારા મોં પરથી રંગ અને પાવડર ભૂંસી નાખો એ સૌથી વધારે અગત્યનું છે. પછી તમારે વાળ પણ કપાવી નાખવા પડશે. પુરુષોની માફક ટકોમૂંડો કરાવી શકો તો સૌથી સારું.'

'ઓય માડી !' અમારાથી ચીસ પડાઇ ગઇ. લેફ્ટેનંટનું દમાણુ મોં અચાનક ઉગ્ર બની ગયું.

'તમારે એ જાણી લેવું જોઈએ કે અહીં તમે નાજુક સન્નારીઓ માટેની કન્યાશાળામાં આવ્યા નથી. આજથી

તમારે સૈનિકના કપરા જીવન માટે ટેવાવાનું છે. સૈનિકની ફરજ છે કે તે આજ્ઞા પાળે અને પોતાની ફરજ પૂરી કરે.'

તે દિવસથી અમારામાં નવું જ જોમ આવી ગયું. હળવે હળવે અમારી પહેલાંની આદતો અમે ભૂલવા માંડ્યાં.

'પણ રૂંછડાવાળા કોટ વિના શરદી શી રીતે સહન થશે ?' પરેડ પૂરી થઈ અને અમે પાછા ફર્યાં ત્યારે એક છોકરી બોલી.

'આ ટોપી તો બહુ જ અળખામણી લાગે છે.'

'આવાં મોજાં તો મેં મારી જિંદગીમાં કદી જોયાં નહોતાં.'

'ઓય મા ! આ ગણવેશ તો મને બહુ જ મોટો પડે છે— કઠપૂતળીના ખેલમાંની ઢીંગલી જેવી હું લાગું છું !'

અમને સૌને હસવું આવ્યું. વીસ મિનિટમાં અમે કઠણ પણ ઊછળતા સૈનિકો બની ગયા.

પહેલી જ વાર અમે કૂચ કરીને ભોજન ખંડમાં ગયા અને અમને દસ મિનિટમાં જમી લેવાનો હુકમ મળ્યો. તમે વહેલાં જમી લો તો ય તમારાથી પહેલાં ઊઠી ન જવાય. અફસર કહે 'હોશિયાર' ત્યારે જ સૌએ સાથે ઊઠવાનું. પછી કૂચ કરતા આંગણામાં જવાનું અને ત્યાં જ તમને છૂટા પડવાનો હુકમ મળે.

સાંજે, સ્ત્રીઓ પર દેખરેખ રાખનાર સાર્જંટ ચેન અમને ભણાવવા આવતા. એ ઊંચા આદમીની ઉંમર લગભગ

ચાલીસ વરસની હશે. એના સૂકલકડા દેહ પર શીળીના ચોખા વાળું મોં અન્નાનસના ફળ જેવું લાગતું હતું. સાધારણ રીતે તો એ ઘણા જ સૌમ્ય લાગતા, પણ અમારી સલામીનો જવાબ આપતી વખતે પાંચે આંગળા તંગ કરીને એવી ઢબથી ઉઠાવતા કે અમને તમાચો ચોડવા આવતા હોય એમ જ લાગતું. એકાદ છોકરી હસી પડે અને બીજી હસવા જાય તે પહેલાં જ એમની કરડી લશ્કરી નજર સૌને ચુપ કરી દેતી.

એમનો અવાજ પણ સૌમ્ય હતો. પરંતુ એમની એકનો એક શબ્દ સદા ય બોલવાની ટેવ અમને રમૂજી લાગતી. દાખલા તરીકે એમનું દરેક વાકય 'શું સમજ્યા—' એ શબ્દોથી શરૂ થતું.

એમના ભાષણ પછી ફરી હાજરી લેવામાં આવી. આજે પહેલો જ દિવસ હોવાથી અમે બીજે દિવસે સાડાપાંચ વાગે ઊઠી શકીએ તે માટે વહેલા સૂઈ જવાનું કહી અમને વહેલી રજા આપી. પણ ઊંઘ કેમ આવે ? એક ઓરડામાં અમે ચાલીસ છોકરીઓ હતી અને હજી માંડ આઠ વાગ્યા હતા. અને રેશમની ચાદર પર સૂવા ટેવાએલાઓને કઠણ પાટિયા પર ધાબળો પાથરીને સૂતાં શી રીતે ફાવે ?

'દીવો ઓલવાઈ જાય પછી બોલવાની મના છે. જે બોલતાં પકડાશે તેને આવતી કાલે સજા થશે.'

અમને રાજકારણ શીખવનાર શિક્ષિકા અમારું છાત્રાલય તપાસવા આવી અને વાતાવરણ તંગ બની ગયું.

ટોર્ચની મદદ વડે તેણે એકેએક પથારી તપાસી અને અમને માથે ઓઢીને સૂવાની ભલામણ કરી. એક રીતે જોતાં તો તે બાળકોને શરદી ન થાય તેનો ખ્યાલ રાખતી માતા જેવી જ હતી.

તે રાતે ખરેખર એક નવી દુનિયામાં પ્રવેશ કર્યો.

'હું સ્વપ્નું તો જોતી નથી ને ? અત્યારે અહીં ક્યાંથી આવી ચડી ?' ચોકીદારનો ખોંખારો સાંભળીને મધરાતે મારી આંખ ઊઘડી ગઇ ત્યારે ચાંદનીના અજવાળામાં અમારો ઓરડો કોઇ હોસ્પિટલના મોટા વોર્ડ જેવો લાગતો હતો. કોઇ મોટેથી નસકોરા ઘોરતું હતું. મને ઊંઘ ન આવી. થોડા કલાકમાં તો હું ખભે બંદૂક ઉપાડીને સૈનિક બની કૂચ કરતી હોઇશ—'એક બે, ત્રણ, ચાર ..' આનંદના અતિરેકમાં માણસને ઊંઘ આવતી નથી. અંતરીક્ષમાં નાચતાં કરોડો રજકણોની માફક અનેક વિચારો તેના મનને આવરી લે છે. એ નીરવ રાત્રીમાં મને કૂદવાનું મન થયું.

મારી પડખે સૂતેલી છોકરી પણ જાગી ગઇ. તેણે મને હળવેકથી પૂછ્યું, 'કેટલા વાગ્યા હશે ? ઊઠવાનો વખત થયો ?'

'વખત થવા આવ્યો છે. સાડાત્રણ તો ક્યારના યે વાગી ગયા છે.'

શરૂઆતમાં તો અમે બે જ જણા હતાં પણ ધીરે ધીરે અનેક અવાજો અમારી ગુસપુસમાં ભળી ગયા.

પથારી ઉપાડીને હાથ મોં ધોઇ તૈયાર થવા માટે અમને માત્ર દસ મિનિટ મળવાની હોવાથી અમે વહેલાં જ ઊઠી જવાનું નક્કી કર્યું અને ચારને ટકોરે સૌ મેદાન-માં પહોંચી ગયા.

'ઓઇ—શું થયું છે તમને ? હજી બ્યૂગલ તો વાગ્યું નથી. આટલા વહેલા કેમ ઊઠયાં ? આ તો બહુ જ વહેલું છે-બહુ જ વહેલું. જાઓ-પાછા જઇને સૂઈ જાઓ. અહીં કોઈએ રોકાવાનું નથી.' અમારા લેફ્ટેનન્ટે ફરમાવ્યું. રાતના આંખા પ્રકાશમાં અમારા પડછાયા જોઇને તે અહીં આવ્યા હતા. એમને ખબર નહોતી કે અમે બધા જ ત્યાં પરેડ માટે હાજર હતા.

'ના, ના. અફસર સાહેબ ! કદાચ બ્યૂગલ વાગે અને અમારી આંખ ન ખૂલે તો ? એ બીકે જ અમે વહેલાં આવ્યા છીએ. અમારે હવે સૂવું નથી.' મે જવાબ આપ્યો. ત્યારે હું જાણતી નહોતી કે અમારા ઉપરી અફસરને જવાબ આપતા પહેલાં એડી સાથે એડી મેળવી, ટટ્ટાર ઊભા રહીને સલામી આપવી પડે છે. અને બોલવાની શરૂઆત 'રિપોર્ટ'-થી થાય છે.

'તમારો ઉત્સાહ એ સારી નિશાની છે અને આખર સુધી ટકી રહે તો ઘણુ જ સારુ.' અમે હજી નવા હોવાથી તેણે મારી બેદરકારી પ્રત્યે આખ આડા કાન કર્યા.

અમારા નવજીવનની શરૂઆતમાં અમારે ચાર કવાયત અને ચાર વિજ્ઞાનના વર્ગોમાં હાજરી આપવી પડતી. બંદૂક

બહુ જ ભારે હતી—લગભગ ત્રીસેક શેરની હશે. છ છોકરીઓ તો શુ-સુનથીએ નીચી હોવાને કારણે હું પોતે નીચી હોવા છતાં ય પરેડ વખતે તેમના તરફ જોઇને હસ્યા વિના ન રહેતી. દોડતી વખતે એમની દશા કફોડી બનતી. અર્થાત્ આ તો શરૂઆતની જ વાત છે. એક અઠવાડિયાની તાલીમે અમને નીચા પણ ચબરાક સૈનિકો બનાવી દીધા હતા. અમે બધા કુમળા જીવન માટે ટેવાયેલા હોવા છતાં અમને સૈન્યનુ શિસ્તબદ્ધ કડક જીવન આકરુ ન લાગ્યુ એ નવાઇની વાત છે સૈન્ય છોડીને નાસી જવાનો વિચાર સરખો એ કોઇને આવ્યો નહિ. ત્રણ મહિનાની તાલીમ પછી અમે પૂરા સૈનિકો બનીએ તે દરમ્યાન અમને માત્ર મહિનામાં એક જ વાર બહાર જવાની છૂટ હતી, એ એક જ શરત અમને ખટકતી હતી.

શિયાળો અને બરફની ચાદર સાથે લાવ્યો. બીજા લોકો પથારીમાં સૂતાં સૂતાં મીઠાં સપનાં જોતાં હશે ત્યારે અમે સફેદ બરફ પર અમારાં પગલાં પાડતા હતાં—'એક, બે —એક, બે—એક, બે, ત્રણ, ચાર ...'

## ૫ પ્રેમ મુર્દાબાદ !

અમે લડતના ગીતો શીખ્યા પછી આખો દિવસ એના જ સૂર ગણગણ્યા કરતાં.

'જલદી શીખો, જલદી બનો લોકનેતા' રે—
જૂની રૂઢિ ભૂંસવા—પ્રેમને વિદાય દો
સમાજવાદી ક્રાંતિ કરો, મહાન નરી બનો—'

અને જ્યારે જ્યારે 'પ્રેમને વિદાય' દેવાની કડી આવતી ત્યારે અમે ખાસ મોટે અવાજે ગાતા. કેમ જાણે એક બીજાને ખાતરી આપવા માગતા ન હોય કે આપણું રાષ્ટ્રીય કાર્ય સફળ ન બને ત્યાં સુધી પ્રેમના વિચારોને અમે ખરેખર મનમાં સ્થાન નહિ આપીએ.

વસંત ઋતુનો મીઠો હુંફાળો પવન અત્યંત માદક હોય છે. વસંત રાણી ખોળો ભરીને પ્રેમના મધુર બીજ લાવે છે અને સ્ત્રી પુરુષોના યુવાન હૈયામાં રોપે છે. પરંતુ એટલામાં એક બીજો દેવ આવ્યો અને બહાદુર સૈનિકો પર તેણે ગરમાગરમ લોહીનો વરસાદ વરસાવ્યો. એ સૈન્યમાં સ્ત્રીઓ પણ હતી અને પુરુષો પણ હતા. આ દેવની પધરામણી સાથે બ્યૂગલનો કારમો સાદ સંભળાયો અને જુવાનો તેમના સ્વપ્નામાંથી જાગી ઊઠયા. રણદુંદુભિએ આવાહન આપ્યું કે દુશ્મનોને ઠાર કરો. અમે અમારા ગુલાબી મહેલમાંથી નીકળી સમાજવાદી રણમેદાનમાં ઊતરી પડયાં. અનેક હાડપિંજરોથી એ મેદાન છવાઈ ગયું. જીવનના સાંકડા મૂલ્યોને અમે ત્યાં દફનાવી દીધાં અને ત્યાંથી જ અમને સાંપડયો દુનિયાના તમામ શોષિતો માટેનો વિશ્વપ્રેમ. બિરાદરીનું નવજીવન શરૂ થયું.

કેટલાક બિરાદરો પ્રેમમાં પડ્યા ત્યારે પણ તેમને માર્ગ-દર્શન આપનારો એક સિદ્ધાંત તેમની સામે હતો. સવાલ એ હતો કે તમારો પ્રેમી મોરચાની કઇ બાજુએ ખડો છે? એ તમ રે પક્ષે છે કે દુશ્મનને? એ પણ ક્રાંતિનો બહાદુર અને પ્રમાણિક લડવૈયો છે કે નહિ? ટૂંકમાં કહું તો એમનો પ્રેમ ક્રાંતિકારી પ્રેમ હોવો જોઇએ.

સદીઓ જૂની ગુલામીને ત્યજી જૂનવાણી રૂઢિઓના કારાવાસમાંથી બહાર આવતી બાળાઓ તરત જ નવાં મૂલ્યો શોધવા માંડે એ સ્વાભાવિક છે. પણ વાસ્તવિક જીવનમાં એમ ન બન્યું. કોઇને એમ ન થયું કે પ્રેમ એ જ સૌથી વધારે મહત્વની વાત છે. કોઇએ તેને રહસ્યની લોભામણી જાળીથી ગૂંથી ન લીધો. તેમની અતિ આવશ્યક જરૂરિયાત, તે વખતે તો એક જ હતી—ક્રાંતિ.

ક્રાંતિના ત્રાજવામાં તેમણે પોતાનું ભાવી, પોતાનું સર્વસ્વ મૂકી દીધુ હતું. સૌની ખાતરી હતી કે જ્યાં સુધી જૂનવાણી સમાજના ભૂકેભૂકા ન બોલી જાય ત્યાં સુધી સ્ત્રી-જાતિને આઝાદી મળવાની નથી. સમાજનો દરેક સભ્ય જેનો ઉપભોગ કરી શકે એવો આનંદ નિર્માણ કરવો એ જ માનવ જાતિની તાત્કાલિક માગ છે. વ્યક્તિગત પ્રેમ જેવા અંગત અને સ્વાર્થી સવાલો માટે આજે ફુરસદ ન હતી. ત્યારે જનતા માટે સર્વસ્વનો ભોગ આપવાની અમને એટલી તાલાવેલી લાગી હતી કે અમારે મન પ્રેમ એટલે તવંગર-નું રમકડું જ બની ગયું હતું. એ દિવસોમાં અમારા

અભિપ્રાયો આવા હતા અને પ્રેમ વિશેની અમારી સમજણ આટલી જ હતી.

અમારી તાલીમ શરૂ થવાનો બીજો માસ ચાલતો હતો ત્યારે અમારા અફસરે પરેડ બાદ એક જાડું પરબીડિયું મારા હાથમાં મૂક્યું. એ એનો કાગળ હતો.

પ્રથમ પ્રેમના ઊભરા સાથે જેની મૂર્તિ એક દિવસ સદાય મારા મનમાં રમ્યા કરતી તેનો જ એ પત્ર હતો. મને થયું કે મારા હાથમાં સીમાનો ટુકડો આવી પડ્યો છે. મારા મિત્રો મારી સામે જોઈને મલકાયા.

'હશે કોઈ તારા પ્રેમીનો કાગળ–' એ દિવસોમાં હું ફોજી અખબારની તંત્રી હોવાથી મને અવાર નવાર પત્રો આવતા. હસ્તાક્ષરો જોઈને મને વીજળીનો આટકો લાગ્યો. મારું મન ઊંચુ થઈ ગયું.

પરેડ પૂરી થતાં વેંત મે એકાંત ખૂણો શોધીને પત્ર વાંચ્યો.

ઓય માડી રે ! આ શું કરવા બેઠો છે એ ! કાગળ પર લોહીના છાંટા હતા અને હસ્તાક્ષરો આડા અવળા હતા. પત્ર પૂરો કરવાની હિંમત મારામાં નહોતી. મે તેને ઝટપટ ખિસ્સામાં મૂકી દીધો. આવો કાગળ જો મને બે મહિના પહેલાં મળ્યો હોત તો તેને મેં દુનિયાની સૌથી અમૂલ્ય દેન ગણી હોત. પરંતુ આજે ? અરેરે ! આવી ઘેલછા માટે મને ફુરસદ નહોતી. જનતા જનાર્દનને ચરણે હું જીવન

અર્પણ કરી ચૂકી હતી. મારા વિચારોની દિશા તદ્દન બદલાઈ ગઈ હતી.

આ કાગળના હજારો ટુકડા કરીને તેને બાળી નાખું તો એનું નામનિશાન ન રહે. પણ પરસ્પર વિરોધી વિચારો-નું મારા મનમાં રમખાણ શરૂ થઇ ગયું હતું. આખરે મારાથી ન રહેવાયું અને ફરી એ કાગળ ઉઘાડીને વાંચવા માંડી.

હું તેનો ઉત્કટ પ્રેમ સ્વીકારું એવી એની યાચના હતી. મારી સાથે એ હંમેશને માટે સંકળાઈ જવા તૈયાર હતો. હું જ્યાં જાઉં ત્યાં સાથે આવવાની તેની તૈયારી હતી.

હું મૂંઝવણમાં અટવાતી હતી. એટલામાં બ્યૂગલનો અવાજ આવ્યો અને હું મેદાનમાં દોડી ગઇ.

'કોનો પ્રેમપત્ર હતો ?' શુ-ચુને મારા કાનમાં કહ્યું.

'ના.' મક્કમતાથી મેં માથું ધુણાવ્યું. પણ આંખમાં આંસુ ઊભરાતા હતા. શુ-ચુન મારી માનીતી બહેનપણી હતી. મારી એકે વાત તેનાથી છૂપી નહોતી. તે જ રાતે એ લોહીથી ખરડાએલો કાગળ મેં તેને બતાવ્યો.

'કમનસીબે, આ આપણો બિરાદર નથી.' તેણે નિસાસો નાખ્યો. એક ભરોસાપાત્ર સ્થળેથી અમને જાણવા મળ્યું હતું કે તે ક્રાંતિ વિરોધી કામ કરી રહ્યો છે. અરેરે ! હવે વધારે બોલવા જેવું શું રહ્યું હતું ? કરુણ અંત આવી પહોંચ્યો હતો.

લાગણીવશ બનીને મેં તેને જવાબ લખ્યો કે તેણે તત્કાળ યુ-તેગ આવીને લશ્કરી શાળામાં જોડાઈ જવું. એ કાગળ લખે બે મહિના વીતી ગયા છતાં ય કોઈ જવાબ ન આવ્યો.

હવે મારી ખાતરી થઈ ચૂકી હતી કે તેણે પેલો કાગળ માત્ર ક્ષણિક આવેગમાં જ લખ્યો હશે. તેના મૂળ ધ્યેયને કોઈ પલટાવી શકશે નહિ. અને જે મારો બિરાદર ન બની શકે તેને હું શી રીતે ચાહી શકું ? મારે તેની તસવીરને હંમેશને માટે મારા અંતરમાંથી ભૂંસી નાખવી જ રહી. ખરી રીતે તો એ અમારો દુશ્મન હતો અને મારે તેની પ્રત્યે ક્રૂર બનવું જોઈએ. લાગણીને બદલે બુદ્ધિને મહત્વ આપવાનો આ સમય છે. અમારું ધ્યેય એક હોય તો જ અમે મિત્રો બની શકીએ, નહિ તો દુશ્મનો જ રહેવાના. મારા પ્રથમ પ્રેમનું સ્વપ્ન-સલામ. ઓ હૃદયારથતી પ્યારી તસવીર-સલામ. આખરી સલામ સદાયને માટે એ સ્વપ્નું ભૂંસાઈ ગયું. હંમેશને માટે મેં મારી પ્રેમમૂર્તિને દેશવટો આપી દીધો.

## ૬ શિસ્તના નિયમો

એક છોકરાનું નામ પડી ગયું હતુ 'ચકમ.' પણ ખરી રીતે તો એક મશ્કરો જ હતો. એ બહુ જ ઓછા બોલો હતો. અને ઘણીવાર તો આખા દિવસમાં એક અક્ષરે-

ય ઉચ્ચાન્તો નહિ પણ એના દેદાર જ એવા હતા કે એને જોતાવેત સૌને હસવુ આવતુ. ધીમે ધીમે ડગા ફેરવવાની ઢબ જ એવી હતી કે કોઇને પણ હસવુ આવે

એક દિનસ અમારા કેપ્ટન કામમા હતા ત્યારે તેમણે બહાન્થી અનાજ સાભળ્યો 'રિપોર્ટ !' એ અવાજમા એટલી તાકીદી હતી કે કેપ્ટને કલમ નીચે મૂકીને કહ્યુ 'અદર આવો !'

ચક્રમસાહેગ અદર આવ્યા અને સલામ કરી કેપ્ટન તે શુ કહે છે તે સાભળવાની વાટ જોતા રહ્યા, પણ આ ભાઇસાહેબ તો કેપ્ટનના ટેબલ પરની કીટલી ઉપાડીને, તળાવડીએ આવેલ તરસી ગાયની જેમ પૂરી ગટગટાવી ગયા

'એય—શુ કરે છે તુ ' કેપ્ટન ગુસ્સામા આવીને ચક્રમને મારવા જાય એટલામા એણે થ ડે કલેજે જવાબ આપ્યો 'રિપોર્ટ', હવે મે પી લીધુ છે' એટલુ કહીને કેપ્ટનને હસવુ કે ગુસ્સે થવુ એની ખબર પડે તે પહેલા જ ચક્રમ ત્યાથી પોબારા ગણી ગયો

બીજીવાર, અમારા સરસેનાપતિની સામે પણ તેણે આવુ જ ધતીંગ કર્યુ હતુ પરેડ વખતે, ખભે બદૂક લઇને ચક્રમ સરસેનાપતિ સામે આવી ઊભો રહ્યો

'રિપોર્ટ !'

'શુ છે ?'

'રિપોર્ટ ! મારે જાજરૂ જવુ છે !'

બધાં હસી પડ્યા. ખુદ સરસેનાપતિ પણ પોતાનું હસવું ખાળી શક્યા નહિ. સૌ જાણતું હતું કે ચકમ તો મૂરખ છે. નહિ તો જરૂર તેને સખત સજા થાત.

આ ચકમભાઈ સ્વભાવે એક કળાકાર હતા. ચિત્ર દોરવા એ તો એનું જ કામ. અમારા પોસ્ટરો એ જ શણગારતા. અને આ કારણસર અફસરોમાં ય ભાઈસાહેબ માનીતા થઈ પડ્યા હતા. કોઈ કોઈ વખત તેનું બોલવું ચાલવું વિચિત્ર જરૂર લાગતું પણ જ્યારે વાત કાબૂમાં ન રહેતી ત્યારે થોડા દિવસો સુધી તેને જેલમાં પૂરી દેવામાં આવતો.

યુ-એન નામની એક સૈનિકા પોતાના મોં પર થોડો પાવડર લગાવતી. પોતાના કપડાંની ટાપટીપ પર પણ વિશેષ ધ્યાન આપતી. એકવાર તેના પ્રેમીને મળીને આવતાં મોડું થવાથી તેને ત્રણ દિવસની કેદ મળી. એને લૂખી અને તરસી રાખવામાં આવી અને કોઇ તેને મળવા જાય તો ચોકીદાર રાડ પાડતોઃ 'તમારે પણ અહીં આવવાનો શોખ થયો છે કે શું ? મજા ચાખવી હોય તો બીજી ખાલી કોટડીમાં પૂરી દઉં.'

ત્રણ દિવસ પૂરા થયા તો ય તે ન છૂટી અને તેને માત્ર લૂખો ભાત અને પાથરવા ધાબળો મળે છે એવી અફવા સાંભળી ત્યારે અમારા સૌના મન ભારે થઈ ગયા. અમને લાગ્યું કે પહેલા ગુના માટે વધારે રહેમદિલી બતાવવી જોઇતી હતી. મેં હિંમત કરીને લેફ્ટેનંટને પૂછ્યું કે તેને

ભાત સાથે શાક પણ આપો છો કેમ ? ત્યારે તેણે જવાબ આપ્યો.

'ફોજી શિસ્તનો ભંગ કરનારની સાન આવી જ રીતે ઠેકાણે આવે છે. કેદીને સારું સારું ખાવાનું મળે તો પછી એ સજા શાની ?'

'પણ એ છૂટશે ક્યારે ?'

'એ પોતાનો ગુનો કબૂલ કરે તો આવતી કાલે જ.'

પણ એ જિદ્દી છોકરી અફસરની સામે થઈ અને એક એક કરતા સાત દિવસ વીતી ગયા ત્યારે જ છૂટી. એનું ફિક્કું મો જોઈને અમારા દિલમાં પણ દહેશત પેસી ગઈ. હવે એ પહેલાંની જેમ ઊછળતી કૂદતી નહોતી. અમે પણ મનમાં ગાંઠ વાળી લીધી કે નિયમનો ભંગ ન કરવો, નહિ તો અમારા પણ આવા જ હાલ થશે.

લશ્કરી નિયમો મોટા પહાડ જેવા વજનદાર હોય છે અને પાર્ટીની પોલાદી શિસ્તને પરિણામે મને પણ બે ત્રણ વખત સજા થઈ છે. પરંતુ એ નજીવી જ હતી. એકવાર જમતા જમતાં વહેલી ઊઠી ગઈ એટલે ભીંત તરફ ફરીને ઊભા રહેવું પડયું હતું. બીજીવાર વર્ગ ચાલતો હતો ત્યારે નોટબુકમાં કૂતરા બિલાડા ચીતરતા પકડાઈ ગઈ અને લેફ્ટેનન્ટે મને ઠપકો આપતાં કહ્યું હતું:

'રોમાન્ટિક કળાકારો ક્રાંતિ માટે લાયક નથી'

ત્યાર પછી મેં મારું વર્તન બદલવા માંડયું. મારી સાથેની નોવેલો દૂર કરીને 'કિસાન–ક્રાંતિ,' 'ક્રાંતિનો ઇતિ

હાસ' અને અર્થશાસ્ત્ર, રાજકારણ, યુદ્ધવિદ્યા વગેરેના પુસ્તકો વાંચવા માંડયા. પાયદળના સિદ્ધાંતોનું પાઠયપુસ્તક તો મને કડકડાટ મોઢે આવડે છે.

પણ કહેવાય છે કે પર્વતનો ઘાટ બદલવો સહેલો છે, નદીનો પટ બદલાવવો સહેલો છે, પણ માણસનો સ્વભાવ બદલાવવાની વાત બહુ જ અઘરી છે. અને હું તો મૂળ સ્વભાવે જ જિદ્દી હતી. મારી લાગણીને હું શી રીતે દબાવી શકું ! મારી બાલીશતા પૂરી રીતે તો કદી ય ગઈ જ નહિ. મને યાદ છે કે એક વાર પરેડ પૂરી થતા વેંત હું દોડીને એક ભેંસની પીઠ પર ચડી બેઠી. ત્યારે સાર્જંટ સાહેબ ગુસ્સે થયા હતા, પણ મેં તેમને હસીને કહ્યું: 'રિપોર્ટ ! પ્રેકટીસ કરવા માટે પૂરતા ઘોડાઓ તો આપણી પાસે નથી. એટલે ભેંસની સવારી કરીને જ સંતોષ માનવો પડે છે.'

## ૭ પહેલું ધીંગાણું

એક દિવસ હુકમ આવ્યો કે ઉત્તર વિભાગીય આક્રમણ હલ્લા માટે પત્રકારોનું કામ કરી શકે એવી વીસ સૈનિકાઓની જરૂર છે. અમારે હૌનાન જવાનું હતું.

'રિપોર્ટ ! મારે એ કૂચમાં જોડાવું છે.'

'રિપોર્ટ! હું ઉત્તરની રહેવાસી છું. ત્યાંના લોકોમાં પ્રચાર કાર્ય હું વધારે સહેલાઇથી કરી શકીશ.'

અમારી એકધારી આવજાએ લેફ્ટેનંટના ઓરડાને મધપૂડાનું રૂપ આપી દીધું.

'તમે બધા ચાલ્યા જાઓ! આ વખતે તો માત્ર વીસ જણાની જ જરૂર છે. જલદી દોડી શકે, લખી શકે અને ભાષણો આપી શકે એવી તદુરસ્ત છોકરીઓને જ ચૂંટવામાં આવશે. પણ આજે નહિ તો કાલે સૌએ કૂચમાં ભાગ તો લેવાનો છે જ. આ વખતે જેને તક નહિ મળે તેને બીજે વખતે મળશે.'

અમારામાંથી સૌને છાની આશા હતી કે તે પોતે ચુંટાશે. મને લાગ્યું કે હું જ સૌથી વધારે લાયક છું. મને લખતાં આવડે છે અને દોડી પણ શકું છું. પણ બીજે દિવસે સવારે જ્યારે નામો વંચાયા અને મારું નામ બીજું આવ્યું ત્યારે મને વિશ્વાસ ન બેઠો, મારા કાને મને દગો તો દીધો નથી ને? હે-પીંગ-ચીંગ નામની કોઇ બીજી છોકરી નહોતી. હાશ! મારું અંતર નાચી ઊઠ્યું. પરેડ-માંથી છૂટીને મેં મારો સામાન બાંધી લીધો અને નાના ભાઇને પત્ર લખી તેને આ શુભ સમાચાર આપ્યા. ત્રીજે દિવસે એ મને મળવા આવ્યો ત્યારે મારા આશ્ચર્ય અને આનંદનો પાર રહ્યો નહિ.

'તારો કાગળ વીરરસથી એટલો ભરપૂર હતો કે મેં તો તરત જ તેને કંપોઝીટરને આપી દીધો. આગ છાપામાં તે

છપાઇ ગયો હશે. હું તો બીજી ગાડી પકડીને તને મળવા આવ્યો છું.' તેના અવાજમા ધ્રૂજારી હતી. તેની આંખના ખૂણામાંથી આંસુનું ટીપું ડોકિયા કરતું હતું. એનો ચેપ લાગવાની બીકે મેં મોં ફેરવી લીધું. ત્યારે સામેની ભીંત પર પોસ્ટર કહેતું હતું:

'ક્રાંતિકારીઓએ આંસુ નહિ પણ લોહી આપવાનું છે.'

'વચલાભાઇ ઘણું કરીને અત્યારે હોનાનમાં હશે. મને તો લાગે છે કે એ મને ત્યાં મળશે જ. નાનાભાઈ, તમે હવે જાઓ. આપણે લડાઇને મોરચે મળી શકીએ તો કેટલું સારું ? નહિ ? પરાણે હસીને હું બોલી.

'તારા જવાની વાત મેં ઘરેથી છાની રાખી છે. તું મોરચા પર જાય છે એ સાંભળીને બા બાપુને ચિંતા થશે.' કોણ જાણે કેમ પણ મારું જિગર કઠણ પાણા જેવું હોય તેમ મને લાગ્યું. દુ:ખી થવાને બદલે મને તો આનંદ થતો હતો. મારા હૈયામાં ઉમંગ ઊભરાતો હતો.

'ચાલ. મારી જોડે જમવા આવે છે ? તને રજા મળશે ?'

'ના. હવે અમારે જવાનું છે એટલે શિસ્તનું વધારે પાલન કરવું જોઈએ.'

'ઠીક ત્યારે. હું તરત જ ચાંગશા ઊપડી જાઉં છું.' ભાઇ બોલ્યો.

'સારું. હું પાછી આવીશ ત્યારે વિજયની ખુશીમાં સાથે જમીશું.'

આંસુભરી આંખે તેણે મારી વિદાય લીધી. જતાં જતાં મારા સાથીદારે સલામ કરી તેનો જવાબ આપવાનું ય ભાઈ ભૂલી ગયો.

વાહ ! વાહ ! વાહ ! અમારા પ્રયાણનો દિવસ લંબાતો જ ગયો. ચુંટાયેલી વીસ છોકરીઓ જવા માટે તલપાપડ બની રહી પણ કશું જ બન્યુ નહિ. અચાનક હુકમ આવ્યો કે દુશ્મનની ફોજ લિંગ સુના પુલ સુધી આવી પહોંચી છે અને અમે તેનો સામનો નહિ કરી શકીએ તો દુશ્મન લુચેંગમાં દાખલ થઈ જશે.

તેજ રાતે સરસેનાપતિએ છાત્રાલયમાં ભાષણ આપ્યું.

અમને મધ્યસ્થ સ્વતંત્ર વિભાગમાં સંગઠિત કરીને બીજે દિવસે સવારે રવાના કરી દીધા.

પ્રચાર કાર્ય અને તબીબી મદદ માટે ત્રીસેક છોકરીઓ પાછળ રહી. સવારના પાંચ વાગ્યાથી અમે તૈયાર હતા. કન્યા છાત્રાલયની બહારનો દેખાવ નદીમાં ઘોડાપૂર આવ્યું હોય તેવો હતો. હજારોની માનવમેદની અમને વિદાય આપવા આવી હતી. એમાં એકાદ બે ડોશીઓ અમારા અફસરોને રોતલ સાદે નવાજતી હતી;

'મારી દીકરીને લડાઇમાં નહિ લઈ જવા દઉં. એ મારી એકની એક બેટી છે.'

'મારી દીકરીને ય નહિ લઈ જવા દઉં. એ મરશે તો એની સાથે હું પણ મરી જઇશ.'

શોરબકોરમાંથી બ્યૂગલનો અવાજ સંભળાતો હતો અને લોકોના હસવાના અને રડવાની ચીસો સાથે ભળી જતો હતો.

'ડાશીમા, એમ હિંમત ન હારો. અમે વિજય મેળવી પાછા આવીશું.'

'ડાશીમા, તમારી દીકરીની ચિંતા કરશો નહિ. અમારે સૌને માબાપ છે; તમે શા માટે રડો છો.'

'આગે કદમ !'

હરોળમાં ગોઠવાઈને અમે ચાલવા માંડયું. ગગનભેદી હર્ષનાદ વચ્ચે બ્યૂગલો વાગવા માંડયા.

'દુશ્મનને મારી, વિજયને વરી જલદી પાછા આવજો !' ટોળામાંથી કોઈ બોલ્યું. અમે ઘાંટો પાડીને જવાબો આપ્યો અને આવા ઉત્સાહ સાથે અમે સમરાંગણનો માર્ગ લીધો.

સિંગ સુ પુલ પર ખૂનખાર જંગ ખેલાઇ રહ્યો હતો. ગાડીમાંથી મેં બહાર જોયું ત્યારે લોહી લોહાણ હાલતમાં કેટલાક ઘાયલ બિરાદરોને લઈ જતી ઝોળીઓ દેખાઈ. એ દેખાવ કરુણ હતો. તેમના મોં કરતાં ય તેમના આછાં આછાં સીસકારા વધારે દયામણા લાગતા હતા. મેં મરેલા લોકોને જોયાં અને હાથ પગ ગુમાવી અપંગ બની ગએલ સૈનિકોને ય જોયા. તેમની સારવાર કરવા માટે, અને મરેલાને દાટવા માટે ગાડીમાંથી ઊતરી પડવાની કેટલીક છોકરીઓએ રજા માગી.

'ના. હમણાં જ ગાડી ઊપડશે મોરચા પર તમારી વધારે જરૂર છે તબીબી વિભાગના લોકો આ બિનદરોની સારવાર કરવા આવતા જ હશે.'

સાર્જંટના આ ગૌરવશાળી જવાબે અમને વધારે પાનો ચડયો વીરરસનો નશો અમને ચડવા લાગ્યો યુદ્ધની ક્રૂરતા અને ભયાનકતાનો મને પહેલો અનુભવ થયો.

શરૂઆતના ત્રણ દિવસ સુધી અમને પૂરુ ખાવાનુ મળ્યુ નહિ. ઉતાવળમા શિરામણ કરીને અમે છ વાગે નીકળ્યા હતા તે ઠેઠ રાતના આઠ નવ વાગ્યા પછી કૂચ થોભી ત્યારે ભાણા ભેગા થયા આ આગેકૂચ વખતે જ જાણ્યુ કે સાધારણ માણસના જીવન કરતા એક સૈનિકની જિંદગી કેટલી કપરી હોય છે અવારનવાર ડાંગરનો ભાત મળી જાય તો ય અમને એ સદ્ભાગ્ય લાગતુ, પછી ભલે ને તેમા ભારોભાર રેતી ને કચરો ભર્યો હોય! અને ભાત સાથે ખાવા માટે દાળ શાકની તો વાત હોય જ' નહિ કારણ એવો નકામો ભાર કોણ ઉપાડીને લાવે? સામાન્ય રીતે તો મુઠ્ઠી ભરીને ગંધાતા ખારા વટાણા જ મળે રોજના સંજોગોમા તો એ અમારે ગળે પણ ઊતરત નહિ પરંતુ અહીં તો એ મિષ્ટાન્ન કરતા ય વધારે લિજ્જત દાર લાગતા હતા બીજું કરતા ય આ ધાન ઝડપથી ગળે ઊતરી જતુ હતુ. ખરી મુશ્કેલી તો એ હતી કે એ વધારે પડતી ઝડપથી ચાલ્યુ જતુ અને અમારી પાસે પૂરતુ ધાન રહેતુ નહિ.

જુન મહિનો જ એવો છે કે માણસ ગરમીમાં શેકા-ઇને મરી જાય. અમારી પીઠ પરથી અને મોં પરથી પર-સેવાના રેલા ચાલ્યા જતા હતા, અને અમે નાહીને નીકળ્યા હોઇએ તેવી રીતે અમારાં કપડાં અમને ચોંટી જતા, પગના તળિયાં ધગધગતા પથ્થર પર ચાલતા હોય અને બાફેલા બટેટાની જેમ ચામડી કોઈ ઉતારી લેશે એમ અમને લાગતું.

'ઉફ્ ! ગરમીએ તો હદ કરી !' ચારે બાજુએથી આ જ પોકાર સંભળાતો હતો. છતાં ય અમારા દિલમાં નિરાશા નહોતી. કોઈએ મેદાન છોડી નાસી જવાની વાત ન ઉચ્ચારી. અમારામાંથી બધાં જ ભાવી વિજયની આશામાં આ હાડમારીઓ સહન કરવા તૈયાર હતા. કોઈ કોઇવાર બાલદી ભરીને ડહોળું પાણી મળી જાય તો અમે કપડાં અને હાથ મોં ધોઇ નાખતા અને ઘણી વાર તો ખાબોચિયા-માંથી ખોબે ખોબે પાણી પીને અમારી તરસ છીપાવતા. આ જાતના જીવનમાં કોઈ ગૂઢ અર્થ છુપાયો છે એમ અમને લાગતું. એમાં કોઇ અનેરો રસ આવતો. એ દિવસો-માં જ મેં યુદ્ધની ડાયરી લખવી શરૂ કરી.

અમે કૂચ કરતા હોઇએ અને અમને આરામ કરવાની રજા મળે ત્યારે હું લખવા બેસી જતી. અથવા તો સૂવાને બદલે રાતે તેલના દીવાને ઝાંખે અજવાળે આખા દિવસના બનાવોનું ટિપ્પણ કરી લેતી. મારા ગોઠણને ટેબલ બનાવી હાથમાં આવે તે કાગળ પર રદ્દી કલમ વડે મારું લેખન

કાર્ય ચાલુ રહેતું. 'મધ્યસ્થ દૈનિક સમાચાર'ના સાહિત્ય વિભાગના તંત્રી, લાંબી દાઢીવાળા વૃદ્ધ સાક્ષર શ્રી સુન કુ ચાનને હું આ લખાણો મોકલવાનો વિચાર કરતી હતી. પરંતુ કમનસીબે એક દિવસ હું થોડીવાર બહાર ગઈ હતી એટલામાં મારું પોટલું કોઈ ઉપાડી ગયું અને મારો ધાબળો, કુંજો અને ભાતાના ડબ્બાની સાથે આ ડાયરી પણ ગૂમ થઈ ગઈ. પહેલા તો મને લાગ્યું કે મારી બહેનપણીઓએ મશ્કરીમાં સંતાડી દીધી હશે, પણ પાછળથી જ્યારે જાણ્યું કે આ તો ચોરીનો જ મામલો છે, ત્યારે મને બહુ જ લાગી આવ્યું. મારી બધી મુસીબતો પર પાણી ફરી વળતું હતું. અને એકવાર લખ્યા પછી તેને ફરી વાંચી જવાનો તો વખત મને મળતો જ નહિ એટલે શું લખ્યું હતું એ પણ શી રીતે યાદ રહે ? અમે દરરોજ વીસથી ત્રીસ માઇલની કૂચ કરતાં. એટલે આ બનાવ પછી હું ફરી ડાયરી લખી શકી નથી હા. એકાદ બે કાગળો જરૂર લખ્યા છે પણ આ મોરચાની સળંગ નોંધ રાખી શકી નથી.

મારામા એક વિચિત્ર દુર્ગુણ છે એકવાર એક વાત લખ્યા પછી તેની તે વાત ફરી લખવાની મને સૂગ છે, મને યાદ હતા એટલા બનાવો પણ ફરી લખતાં મને કંટાળો આવ્યો અને એટલે જ યુદ્ધની બીજી ડાયરી હું તૈયાર કરી શકી નહિ.

## ૮ રસ્તે જતાં

અમારી ફોજ હુંગ હુની પાસે પહોંચી ત્યારે અમારી પાછળ પાછળ કિસાનોનું સરઘસ આવતું હતું. તેમની સાથે ત્રણ કેદીઓ હતા. ક્રાંતિ પહેલાં ગરીબ લોકોને રંજાડવામાં તેમણે બાકી રાખ્યું નહોતું. અમે અહીં પડાવ નાખીને આ ત્રણે જણને અંધારી કોટડીમાં પૂર્યા ત્યારે ખેડૂતો આનંદથી બોલી ઊઠયા: 'હા....હા....હા.... આ શેતાનોની સાથે હિસાબ ચૂકતે કરી શકીશું એવો અમને સ્વપ્ને ય ખ્યાલ નહોતો.'

એક ચૌદ પંદર વરસનો છોકરો પહેરો ભરતો હતો. હાથમાં લાકડી લઈને અવાર નવાર તે કરડી નજરે કેદીઓ તરફ જોતો હતો. પરસેવે રેબઝેબ બની હાંફતા કેદીઓની આંખમાં હજી ય ઝબકી ઊઠતી ક્રૂરતા એ જ બતાવવી હતી કે એક જમાનામાં આ લોકો ખૂબ જ બળવાન હશે. સુંદર દાઢીવાળો માણસ અહીંથી પંદર માઈલ દૂર આવેલા મંદિરમાંથી પકડાયો હતો. એણે રોવાનો ઢોંગ કરીને કરગરવા માંડયું.

'રડે છે શા માટે? શું તું એમ માને છે કે કોઈને તારા પર દયા આવશે?' એક ખેડુએ રાડ પાડી. 'હા, હા!

આખરે આ શેતાન આપણા સકંજામાં સપડાયો છે. આજે ખરેખર આનંદની પરવણી છે.'

'અફસર સાહેબ! આ ત્રણે બદમાશોએ અમ બેઉ પર પુષ્કળ અત્યાચાર કર્યો છે. તમે એને ગોળીથી વીંધી નાખશોને ?' કિસાન સભાના નેતાએ અમારા લેફ્ટેનંટને કહ્યું.

'અદાલતમાં વિધિપૂર્વક તેમનો ન્યાય તોળાઇ રહે ત્યાર પછી જ તેમને સજા આપવામાં આવશે.' લેફ્ટેનટે ટૂંકો અને ટચ જવાબ આપ્યો.

'ક્રાંતિ પહેલાં અમારા જીવન આ લોકોની મુઠ્ઠીમાં હતા. આજે તેમના જાન અમારી હથેળીમાં છે. છતાં ય અમે તેમને અદાલત સામે ખડા કરીશું.'

ગામડીઆઓના ટોળેટોળાં આ ત્રણ કેદીઓને જોવા આવતા હતાં. તેમાં સ્ત્રી, પુરુષો, ઘરડાં, જુવાનો, બાળકો સૌનો સમાવેશ થતો હતો. અંધારી કોટડીમાં આ ખતરનાક લોકો સલામત છે અને ત્યાંથી છટકી શકે તેમ નથી એટલું જ તેમને જોવું હતું.

'બિરાદરો! હવે કૃપા કરીને પાછા જાઓ. અમારે વાળુ કરવા બેસવું છે. અમે તમારા કેદીઓ પર બરાબર દેખરેખ રાખીશું.' બ્યૂગલ વગાડનાર છોકરાએ કિસાનોને કહ્યું. અને બ્યૂગલ ફૂંકીને અમને જમવા બોલાવ્યા.

'બિરાદરો! તમે સુખેથી જમી લો. ત્યાં સુધી અહીં પહેરો ભરવા હું તૈયાર છું.' એક ખેડુ બોલ્યો.

'બહુ સારું. હું પણ તને સાથ આપીશ.' બીજા ખેડુએ ઉમેર્યું.

અમે જમતાં હતાં તે દરમ્યાન મેદાનના બીજા ખૂણામાં જઈને કિસાનોએ સભા ભરી. ત્યાં જ્યુરીની ચૂંટણી થઈ અને આ ત્રણે હરામખોરોને દેહાંતદંડ આપવાની માગણી કરતો ઠરાવ પણ પસાર થયો. ફરિયાદી તરફનો વકીલ પણ ત્યાં ને ત્યાં જ નીમાઈ ગયો. આટલું કરીને સભા વિસર્જન થયા-બાદ ગામનો મુખી અમારા લેફ્ટેનંટ સાથે વાત કરવા આવ્યો.

'બિરાદર ! આ કેદીઓથી ખૂબ સાવચેત રહેજો. એ લોકો છટકી જશે તો અમારી મુસીબતનો પાર નહિ રહે. આ મુલકના એ સૌથી વધારે જોખમકારક માણસો છે.'

અમારા લેફ્ટેનંટે તેને આશ્વાસન આપીને કહ્યું કે તેણે જરા ય ચિંતા કરવી નહિ. આવતી કાલે અદાલતમાં ગુનેગારોને સજા થશે જ.

તે રાતે કેદીઓ પર ચોકી રાખવાની જવાબદારી મને સોંપવામાં આવી. ખરી રીતે તો એ કામ મારું નહોતું પણ એ ફરજ જેની હતી તેને કોઈ તાકીદના કામ માટે બહાર જવું પડ્યું અને તેની જગા સંભાળવાનું કામ મારે માથે આવી પડ્યું હતું. મને તો તેથી ખુશી જ થઈ. સાધારણ રીતે તો મને અંધારામાં ફરવું ગમતું નહિ, કારણ હું ભૂતથી બહુ જ ડરું છું. પણ આજે મને શુરાતન ચડ્યું હતું. મને લાગ્યું કે આ કેદીઓને હું જ પકડી લાવી છું.

ખભે બંદૂક રાખીને આમથી તેમ ફરવામાં હું સંતોષ અનુભવતી હતી.

સફેદ દાઢીવાળા બુઢ્ઢાએ બિહામણું મોં કરીને મને કહ્યું: 'અફસર સાહેબ! કૃપા કરીને મને છોડી મૂકો. હું તો ભલો માણસ છું. મને નકામો પકડી રાખ્યો છે.

બીજો કેદી હાડકાંનું માળખું જ હતો. તેની ઉંમર ચાલીસ વરસની હશે અને તેનું કદ બહુ જ નાનું હતું. તેણે ઘૂંટણિયાભેર થઈને જમીન સાથે માથું પછાડવા માંડયું: 'અફસર સાહેબ! મારી પર રહેમ કરો! મારા કુટુંબના વીસથી એ વધારે જણાં મારી પર નભે છે. મારા મોત પછી તેમનું પણ આવી જ બનશે. આ લોકો કહે છે તેવો હું હામીચ નથી. મને છોડી મૂકો—કૃપા કરીને મને જવા દો!'

ત્રીજાની આંખે ઓછું દેખાતું હતું. અને ગાંજો ફૂંકી ફૂંકીને તેના દાંત તદ્દન કાળા પડી ગયા હતા. તે પણ મને પગે લાગીને કરગરવા માંડયો. મેં મોં બીજી દિશામાં ફેરવી લીધું પણ આ લોકો મારો પીછો છોડે તેવા નહોતા. આખરે કંટાળીને હું બોલી: 'મને અફસર, અફસર કહીને બોલાવશો નહિ. હું તો એક મામુલી સૈનિક છું. ચુપ રહો. લોકો સૂતા છે. એમની ઊંઘમાં ખલેલ પડશે.' આવા તીખા વેણ મેં પહેલા કોઈને સંભળાવ્યા નહોતા. પણ આ કેદીઓનો ભૂતકાળ જાણ્યા પછી હું વધારે કઠણ ન બની શકી એ જ

વાત મને સાલવા માંડી. હું સ્ત્રી છું એ વાત કેદીઓ જાણતા હતા. સ્ત્રીનું હૃદય કુમળું હોય છે એમ ધારીને તેમણે પોતાથી બને તેટલી આજીજી કરે રાખી.

'આ લોકોને મદદ કરું ? ક્રાંતિ વહેલાં એમણે કેટલાં ખૂન કર્યાં હશે કોણ જાણે. એમણે ગરીબો પર ખરેખર ખૂબ જ જુલમ ગુજાર્યો હશે નહિ તો આખું ગામ એમની વિરુદ્ધ શા માટે હોય ?' મેં વિચાર કર્યો.

'અફસર સાહેબ ! હું ખરેખર પ્રમાણિક માણસ છું. આખી જિંદગીમાં કોઇ પાપ કર્યું નથી. પાસેના ગામડામાં જઇને તમે પૂછી આવો. મારા પોતાના ગામના જ ખેડુને મારી પર દાઝ છે તેટલા પરથી જ તમે તમારો અભિપ્રાય બાંધી ન લેતા.'

'એવી પૂછપરછ કરવાની કશી જ જરૂર નથી. તમારા જ ગામના લોકો તમને પકડે છે એ જ વાત પૂરવાર કરી આપે છે કે તમે અત્યંત ખરાબ છો.'

'પેલા ચીબીના ઘોબાવાળા વોંગને મેં એકવાર સજા કરી હતી એટલે જ આ ધમાલ થઇ છે. આજે એ વોંગ ગામનો મુખી બની બેઠો છે એટલે જૂનું વેર વાળે છે. મને બચાવો, મહેરબાની કરીને બચાવો !' પેલા ટીંચકાના આ બોલ હતા.

'ક્રાંતિકારી ફોજ કોઈને પોતાનું અંગત વેર વાળવા દેતી નથી. પણ તમને પકડવામા તો આખું ગામ સહમત છે. સેંકડો માણસો જેને હલકટ ગણે છે તેના પર અંગત વેર વાળવાની વાત ક્યાં આવી ? હવે તું છાનો મર.'

એ ચુપ થયો ત્યાં પેલો ગાંજો ફૂંકનાર બોલી ઊઠયોઃ 'ઓય બાપલીઆ રે! આ રસ્સીએ તો મને કાપી નાખ્યો. અફસર સાહેબ! મહેરબાની કરીને મારા હાથ છૂટા કરો.'

'ચુપ રહે! હવે વધારે ગડબડ કરી છે તો હું જઇને રિપોર્ટ કરી આવીશ. અને તે તને તત્કાળ ગોળીએથી વીંધી નાખશે'

આ ધમકીએ તેમને ડરાવી દીધા. તેમનો ગણગણાટ તો ચાલુ જ રહ્યો પણ ગડાશડી બધ પડી ગઇ. બારને ટકોરે લેફટેનન્ટ સાહેબ કામ તપાસવા આવ્યા. ટોર્ચની બત્તી-વડે કોટડીમા જોઈ નવાઈ લાગી હોય તેમ બોલ્યાઃ 'પેલો દાઢીવાળો ડોસો કયાં છે?'

'હાય! એ કયાય દેખાતો નહોતો. મારો જીવ ઊડી ગયો. એટલામા ખૂણામાંથી કશુક સળવળ્યું અને મારા જીવમાં જીવ આવ્યો. એ ડોસો ત્યાં ટૂંટિયુ વાળીને ભરાયો હતો.

'સારુ ત્યારે. ખરાબર ધ્યાન રાખજે અને જો જે કે ઓકું ન આવી જાય. આમાંથી કોઇ પણ કેદી પલાયન થઈ જશે તો તેની જવાબદારી તારી છે.'

'જી, હા.' મે જવાબ આપ્યો અને લેફ્ટેનંટ ચાલ્યા ગયા.

આકાશની વચ્ચોવચ સ્ફટિક મણિની જેમ ચમકતો પૂનમનો ચદ્ર લટકતો હતો. ગરમ હવા ફરી ઠંડી પડવા

માંડી હતી. ધીમો પવન મારા મોંને પંપાળવા લાગ્યો. જે ઓરડીમાં કેદીઓ હતા તેની બાજુના ખંડમાં ગ્રામ્ય મહિલા સંઘની સ્ત્રીઓ વાતોએ ચડી હતી.

'ભૂંડી થઈ !'

'આ તો હદ કહેવાય ! માળો કહે કે હું મારી વહુને મહિલા સંઘમાં જોડાવા નહિ દઉં અને એ જ્યારે ઘરે પાછી ફરી ત્યારે બિચારીના હાડકાં જ ખોખરા કરી નાખ્યા.'

'તેં કેમ જાણ્યું ?'

'મારી પાડોશણ આવીને મને ખબર આપી ગઈ. એની વહુ તો ડરની મારી ફરિયાદ કરે જ શાની ? તેની ધરપકડ કરવા માટે અમે આઠ માણસોને રવાના કર્યાં પણ એટલી વારમાં તો એ નાસી ગયો.'

'મને નથી લાગતું કે નાસી નાસીને એ બહુ દૂર ગયો હોય. આપણે આસપાસ બધે ફરી વળવું જોઇએ.'

'તારી શિખામણની જરૂર નથી. અમે બધે ખબર કાઢી જોઇ પણ તેનો પત્તો જ નથી—'

આ વાતોથી આકર્ષાઇને મેં અંદર ડોકિયું કર્યું ત્યારે એ સ્ત્રીઓ ટેબલની આસપાસ પરખીડિયા વાળતી હતી. આ લડાઈના દિવસોમાં ગામમાં બે પાળીઓ થતી અને આ સ્ત્રીઓ રાતપાળી કરવા આવી હોય એમ લાગે છે.

ફોજી નિયમનું ઉલ્લંઘન કરીને થાકની મારી હું નીચે બેસી ગઈ. મારા પગ થાંભલા જેવા થઇ ગયા હતા અને

મને રાહત આપવા આવનાર પહેરેગીર કોણ જાણે ક્યારે આવશે એમ લાગવા માંડ્યું. ઠંડી જમીન પર બેસવામાં અનેરુ સુખ તો મળ્યું પણ મારી થાકેલી આંખો મીંચાઈ જાય તો ? આ કંઇ કેદખાનું નહોતું અને જોગવર માણસ ત્યાંથી સહેલાઈથી નાસી શકે તેમ હોવાથી મેં મારી નજર તેમના પરથી દૂર ન કરી.

'અફસર સાહેબ ! મને તરસ લાગી છે.' પેલા દાઢી-વાળા ડોસાની આ યુક્તિ હતી.

'ચુપ રહે. સવાર પડશે ત્યારે તને પાણી મળશે.'

'ના, ના, અફસર સાહેબ ! દયા કરો.'

'પણ હું પહેરો છોડીને કેવી રીતે જાઉં ?'

'અમે મરી જઇએ તો ય નહિ ? અમને તરસ્યા માર-વાનું કંઇ કારણ ?' પેલો ગાંજાખોર આટલો પાકો હશે એવું મેં ધાર્યું નહોતું. મેં જવાબ આપ્યો: 'મારી જગા લેવા બીજો કોઇ આવશે ત્યારે તને પેટ ભરીને પાણી પાઇશ.'

સવારના પહોરમાં જંગી સભા ભરાઈ. તેમાં ગામના તમામ સ્ત્રી પુરુષો હાજર હતા. વ્યાસપીઠ પર કિસાનસભાના નેતાઓ બેઠા હતા અને ન્યાયધીશને સ્થાને હતા અમારા લેફ્ટેનંટ. પણ કેદીઓનો બચાવ કરવા માટે કોઇ રાજી ન હતુ. કિસાન સભાના એક કાર્યકરે પોતાની બાજુ રજૂ કરી કેદીઓને માટે દેહાંત દંડ માગ્યો. તેમના ગુનાની યાદી વંચાઇ રહી પણ કેદીઓની તરફેણમાં ન તો જ્યુરીમાંથી

કોઈ બોલવા ઊભું થયું કે ન બોલ્યું કોઈ સભામાંથી, ઊલટાં લોકો અધીરા બનીને પોકારવા લાગ્યાં.

'ગોળી મારો ! ગોળી મારો ! જલદી ! જલદી !'

આખરે જ્યુરીનો મોવડી ઊભો થયો. એ ભરાઉ શરીરનો આદમી હતો. આરપાર વીંધી નાખતી કાળી આંખો સ્થિર કરીને તેણે ભાષણ શરૂ કર્યું: તેના અવાજમાં સામા માણસ પર છાપ પાડવાની શક્તિ હતી. 'અમે ધારીએ છીએ કે આ ત્રણે કેદીઓ ગુનેગાર છે. પરંતુ આખરી ફેંસલો આપતાં પહેલાં અહીં મળેલા તમામ લોકોનો અભિપ્રાય અમે જાણવા માગીએ છીએ. તમે બધા જ જ્યુરી છો એમ માનીને તમારો મત આપો કે આ કેદીઓને મોતની સજા ફરમાવવી કે નહિ.'

'જરૂર ! જરૂર ! એમને ગોળી મારો !' એકી અવાજે સભા ગાજી ઊઠી. દરેકે દરેક હાથ ઊંચો થયો.

'નિયમ પ્રમાણે અમે પૂછીએ છીએ કે જેમને આ લોકો નિર્દોષ લાગતા હોય તે હાથ ઊંચો કરે.'

ટપોટપ હાથ નીચે પડવા માંડ્યા. ત્યારબાદ તેણે પોતાનો ફેંસલો લેફ્ટેનંટને જણાવ્યો.

થોડી જ વારમાં ત્રણે કેદીઓ ગોળીથી વીંધાઈને નીચે પડ્યા.

# ૯ રાત્રી કૂચ

રાતે આઠ વાગે અમને હુકમ થયો કે અમારે વીસ માઇલ દૂર એક જગાએ રાતોરાત પહોંચી જવાનું છે. એક છૂપા અહેવાલ પરથી એમ લાગતું હતું કે દુશ્મન આટલામાં જ કશેક ડુંગરાઓમાં ભરાયા છે. વુ ચેંગથી નીકળ્યા બાદ રાતે કૂચ કરવાનો આ પહેલો જ પ્રસંગ હતો.

'તમે સુંવાળા જીવનથી ટેવાયા છો. પણ સૈનિકે અસહ્ય હાડમારીઓ સહેવા માટે હંમેશાં તૈયાર રહેવું જોઇએ. આપણે બાર કલાકમાં એ જગાએ પહોંચવું છે એટલું જ નહિ પણ રાતે કૂચ કરવામાં બીજો પણ મોટો લાભ છે. તે એ કે તેમ કરવાથી દુશ્મન આપણી હિલચાલ પારખી શકશે નહિ. તમે થાકેલાં છો. ડુંગરાની કેડીઓ ચડવી સહેલી નથી. તમે વારંવાર પછડાશો પણ સહેજ પણ ગડબડ કર્યા વિના તમારે ઊભા થઇને ચાલ્યા કરવું પડશે. શિસ્તનું ભાન રાખજો. તમારો કુંજો ને ડબો ખડખડાટ કરશે એ નહિ ચાલે. અને તમારે પણ મીંદડી પગલે જ ચાલવાનું છે.'

લેફ્ટેનંટની ગંભીર મુદ્રા જોઇને અમે બધા હસી પડયા. 'ઓહો! તમે તો હસીને શરૂઆતથી જ શિસ્ત તોડી છે. કૂચ વખતે કોઈ હસશે તેણે આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે એમ ગણાશે તમારા હસવાના અવાજ પરથી દુશ્મન

આપણે કયાં છીએ તે જાણી જાય એ બનવા જોગ છે. અને દુશ્મનને ખબર પહોંચાડનારને શી સજા થાય છે એ તો તમે બધાં જાણો છો ને?' આવા અતિરેક પર સૌને હસવું તો આવ્યું પણ તેમ કરવાની કોઇની હિંમત ન ચાલી.

'ગમે તેમ તો ય આપણા લેફ્ટેનંટ પહેલાં તો સાધારણ સૈનિક જ હતા ને? એમની ભાષા ખરબચડી હોય તેમાં શી નવાઈ?' મેં મારી બહેનપણીને કહ્યું અને તેણે છાનું છાનું હસી લીધું.

સળવળાટ કરતા સાપની જેમ અમારી એક એકની હાર ડુંગર ચઢવા માંડી. શરૂઆતમાં સામાનનો ખડખડાટ થયો પણ સાર્જંટની બીકે તે બંધ થઇ ગયો. હવે માત્ર નવા બૂટનો જ અવાજ સભળાતો હતો. ચમ, ચમ, ચરર, ચરર.

'કોણ છે એ?' સાર્જન્ટનો હુલ્કાર સંભળાયો.

'મારા નવા જોડા છાના નથી રહેતાં, હું શું કરું? આજે સવારે જ ખરીદ્યા છે—'

'બકબક ન કરો! ફરી અવાજ આવ્યો છે તો ઉઘાડે પગે ચલાવીશ.' અને અંધારી રાતે ઉઘાડે પગે ચાલવાનું કોને ગમે? બધાએ હળવે પગલે ચાલવા માંડયું.

ચાલતાં ચાલતાં એક છોકરો ખાબોચિયામાં પડી ગયો પણ સાર્જંટે તેને કોઠું ન આપ્યું અને આગે કૂચ ચાલુ જ રહી.

'સાચવીને ચાલજો. જમણી બાજુએ તળાવડી છે.' કોઇએ અમને સાવધાન કર્યા. અમારા મન અદ્ધર ઊડવા લાગ્યા. ઊંડા પાણીમાંથી નીકળીએ ત્યાં તો ફોજ દૂર દૂર ચાલી ગઇ હોય અને તેનાથી અળગા પડી જઇએ તો પછી આવા દુશ્મનથી ઘેરાએલા મુલકમાં અમારું કોણ ? કોઇએ ટોર્ચ વાપરવાની રજા માગી પણ સાર્જંટે હસીને ના પાડી દીધી અને હળવે હળવે ચાલવાની સલાહ આપી.

વાતાવરણ તંગ હતું. આવા ઘોર અંધારામાં દુશ્મન પર ગોળીઓ વરસાવવામાં કેટલી મજા આવશે ? વળી અંધારી રાતનો બીજો ફાયદો એ હતો કે દુશ્મનની સંખ્યા તમારા કરતાં બમણી હોય તો ય તેની તમને ખબર ન પડે, બિરાદરોના મડદા જોઇ ન શકાય અને પરિણામે તમારું મનોબળ કાયમ રહે અમારામાં શૂરાતન ઊભરાવા લાગ્યું. પીડિત જનતાના લડવૈયા બનવાનું સૌભાગ્ય અમને મળ્યું છે તેની જાણ થતાં અમારી છાતી ગજ ગજ ઊછળવા લાગી. પણ વળી ખ્યાલ આવ્યો અંધારામાં અમે દુશ્મનને બદલે પોતાના બિરાદરોને જ મારી બેસીએ તો ?

ધડ ! ધડ ! ધડ ! દૂરથી તોપોનો અવાજ સંભળાયો. અમારા ઉશ્કેરાટનો પાર નહોતો.

'થોભો ! ગભરાશો નહિ. યુદ્ધમાં કાળજું ઠેકાણે રાખીને તમારે શાંત અને મક્કમ બહાદુરી બતાવવાની છે. સોગ આપવામાં તમે પાછા નહિ જ પડો !'

ત્રણ ચાર પળો વીતી ગઈ. અમારી ગતિ ધીમી પડી ગઈ હતી. મેં ગીત ઉપાડયું.

'આગે કદમ, બિરાદરો, રાત પૂરી થાય છે,
પહો ફાટવા તૈયાર છે, બઢે ચલો બિરાદરો!'

સૌએ ગીત ઉપાડી લીધું અને અમારા દિલમાં આનંદનો ઊભરો આવ્યો.

## ૯ સ્ત્રી સેના વિખેરાઈ

અમે ધાર્યું હતું તેમ જ બન્યું. એક મહિનો અને ચાર દિવસ પછી અચાનક યુદ્ધનો અંત આવ્યો અને વિજયના ગીત ગાતાં ગાતાં અમે ફરી યુ ચેંગમાં પ્રવેશ કર્યો આ ધીગાણામાં અમારા ૧૭૦ બિરાદરોએ પોતાના પ્રાણ આપ્યા હતા તેના બદલામાં અમે એ મુલકના લોકોમાં ક્રાંતિના બીજ વાવ્યા હતા અને દુશ્મનો પાસેથી હજારો બંદૂકો પડાવી લીધી હતી. અને સૌથી મહત્વની કામયાબી તો એ હતી કે અમે હજારો શોષિત ઈન્સાનોને ફોજી ખેરખાંઓની ધૂસરીમાંથી મુક્ત કર્યા હતા.

અમે પાછા ફર્યા તેને સાતમે દિવસે હું એક નર્સની ઓરડીમાં બીજી સ્ત્રીઓ સાથે ગપ્પા મારતી હતી ત્યાં

બ્યૂગલ સંભળાયું, ચંદ્રવિહોણી રાતમાં એકલ દોકલ તારા ચમકતા હતા. ત્રણ ચાર મિનિટમાં સૌ મેદાનમાં પહોંચી ગયા. વ્યાસપીઠ પર પાંચ અફસરો નીચે મોઢે ઊભા હતા.

'માગ, સહવિદ્યાર્થીઓ!' લેફ્ટેનંટના આવા અનોખા સંબોધનથી સૌ અચંબામાં પડી ગયા. એ ધ્રૂજતા હોય એવો અમને ભાસ થયો, ખરેખર એ અમારા મોતનું ફરમાન જ વાંચી રહ્યા હતા.

'હું આજે 'સનાન'ના સમાચાર લાવ્યો છું, પણ હિંમત હારશો નહિ. વખત આવે પીછેહઠ કરવી પડે, ગમે તેટલી મુસીબતો આડે આવે તો ય તેને બહાદુરીપૂર્વક પહોંચી વળવુ એ જ એક ક્રાંતિકારનો ધર્મ છે. આપણે માટે તો એ બધું હાથના મેલ જેવું છે. તેથી નાસીપાસ થયે ચાલશે નહિ. આપણે તો આપણી લડત જારી રાખવી જ જોઈએ'

પણ કહેવા શું માગે છે?

'પ્રતિક્રાંતિના બળો આપણાથી ઘણાં જ બળવાન છે. તેમની સાથે સફળ મુકાબલો કરવાનો સમય આવે ત્યાં સુધી આપણે આપણું બળ સાચવી રાખવુ છે. વચગાળાના નાના મોટા છમકલામાં આપણે વેરવિખેર થઇ જઇએ તો તેમાં નુકસાન આપણુ જ છે. આ તમામ સંજોગોના દબાણને વશ થઇને આપણે થોડા વખત માટે સૈન્ય વિખેરી નાખવાનો નિર્ણય લીધો છે.'

અચાનક આભ ફાટી પડયું. અમારા હોશકોશ ઊડી

ગયા. પણ લેફ્ટેનંટનો અવાજ હિંમતભેર રટે જતો હતો, 'અર્થાત, આપણે બીને નાસી જતાં નથી. આપણે આખરી સંગ્રામની તૈયારી માટે જ છૂટાં પડીએ છીએ. આપણામાંથી તંદુરસ્ત સિપાહીઓ ૧૧મા દળમાં જોડાઇને સૈન્યમાં કામ કરી શકે છે. બાકીનાઓ પોતપોતાને ઘરે જઇને થોડા વખત માટે દુઃખ ભોગવ્યા કરે એ સિવાય બીજો કોઇ ઉપાય નથી. રસ્તામાં હાથખરચ માટે તમને સૌને દસ દસ રૂપિયા આપવામાં આવશે હું તમને સાદો નાગરિક પહેરવેશ ખરીદી લેવાની સલાહ આપું છું. તમારા ગણવેશને તમે બાળી નાખો.'

ઓ ભગવાન! આ બધુ શુ થઇ રહ્યું છે! આમ અચાનક અમને છૂટા કરવાનુ કંઇ કારણ ? અમારી આશાઓ, અમારા ધ્યેયો—શું આખના પલકારામાં બધા પર પાણી ફરી વળશે ?

બીજા અફસરોએ પણ અમને સલાહ સૂચનો આપ્યા. એક વાત મારા દિલમાં કોતરાઇ છે, 'જો તમે તમારા નિર્ણયમાં મક્કમ રહેશો, પોતપોતાના અંતરમાં ક્રાંતિની જ્યોતને જીવતી રાખશો તો એક દિવસ આપણે જરૂર તમામ લશ્કરી બહારવટિયાઓને ખતમ કરીને આપણા વતનમાં સુંદર સુખી જીવન સ્થાપી શકીશું.'

અમારા કાળજામાં ખંજર ભોંકાયું. આખી રાત કોઇને ઊંઘ આવી નહિ. અમે સૂત્રો પોકાર્યાં. ગીતો ગાયાં અને

બીજે દિવસે સૌ પોતપોતાને ઘરે જવા રવાના થયા.

અમારી મહાન ભવ્ય ભ્રી સેના વિખેરાઈ ગઈ પણ આંદોલનનો આત્મા અમર રહેશે સન ૧૯૨૭ની ક્રાતિના બીજ ચીનના ખૂણે ખૂણામા વવાઇ ચૂક્યા હતા શહેરે શહેરે અને ગામડે ગામડે ભવિષ્યમા ક્રાતિના ફૂલ ખીલી ઊઠશે અતિમ વિજય તો અમારો જ છે!

## ૧ ઘેર આવી

અમને ક્રમને નવા કપડા પહેરીને મેં ચુ ચુંગ છોડ્યું. સ્ટેશન પર ગમગીની છવાઈ હતી. એક મહિના પહેલાં અમને ઉમળકાભેર વિદાય આપતી માનવમેદનીને સ્થાને આજે ગ્લાનિભર્યાં વાદળાં ઝઝૂમતાં હતા અને ક્રોધે ભરાયેલ પવન સૂસવાટા મારતો હતો. ભવિષ્યમાં અમે જ દુનિયાના માલિક બનવાના છીએ અને જનતાની મુક્તિ માટે અમે જવાબદાર છીએ એ જ અટળ શ્રદ્ધા અમને ટકાવી રહી હતી.

ગાડી ઊપડી પણ બીજે જ સ્ટેશને પોલીસ ડબામાં ધસી આવી. તેણે અમારી ઝડતી લીધી. અમારા ટૂંકા વાળ જોઈને તેને શંકા આવી. પણ એક શ્રી. લી નામના ગૃહસ્થે અમને બચાવી લીધા. તેમણે કહ્યું કે અમે તેમના કુટુંબીઓ છીએ! પોલીસને વિશ્વાસ તો ન બેઠો પણ શ્રી. લીનું જાજરમાન વ્યક્તિત્વ જોઈને તેમને ચુપ રહેવામાં જ ડહાપણ લાગ્યું. એક પોલીસ બબડ્યો પણ ખરો, 'આટલા બધાં સગાં-વહાલાં ? મને તો આ લશ્કરી શાળાની છોકરીઓ હોય એમ લાગે છે.'

માંડ માંડ અમે ચાંગશા પહોંચ્યા પણ હવે ક્યાં જવું ? ટા-લુંગની નિશાળમાં મારી સાથે ભણતી એક છોકરી પર-

ણીને અહીં રહેવા આવી હતી. અમે તેને ત્યાં ગયા. અમને અંદર લઈને ઝટપટ બારણું બંધ કરીને તે ધ્રૂજતે અવાજે બોલી. 'આવી આવીને આવે વખતે શું કરવા આવી ? આજ કાલ તો મરઘાં બતકાંની જેમ માણુસોની કતલ થાય છે. પાંચ પાડોશીઓ જામીન ન આપે ત્યાં સુધી પરોણાને ઘરમાં પેસવા દેવાની જ મનાઈ છે ! દરરોજ પોલીસ અને સૈનિકો આવીને ઘરની ઝડતી લે છે. અને અધૂરામાં પૂરી તું તો યુ ચુંગથી આવે છે એટલે અમારું તો આવી જ બન્યું જાણુવું....'

એ બિચારીને શો દોષ આપવો ? તેણે મને પાંચ ડોલર આપ્યા. તે લઈને હું અને શેંગ ઇસ્પિતાલમાં દાખલ થઈ ગયા. અમારા પગની સારવાર કરાવ્યા વિના ચાલે તેમ નહોતું. બીજી છોકરીઓ પોત પોતાને ઘરે જવા ઊપડી ગઈ, અમને તો એમ જ લાગ્યું કે દવાખાનામાંથી અમને આંખના પલકારામા જ રજા આપી દીધી. કારણ ત્યાંથી નીકળીને જવું કયાં એ મોટો સવાલ અમને સતત મૂઝવતો હતો. ઘરે જઈને સુખે રહી શકાય તેમ નથી એ હું જાણુતી હોવા છતાં ય, ત્યાં ગયા વિના છૂટકો જ નહોતો. મારે મારુ વેવિશાળ તોડાવી નાખવું હતું. આખરે અમારા ગામડાની પાસેના તાલુકા શહેરમાં નાનતિએનગાં જઈને અમારા કુટુંબની માલિકીવાળી દુકાનનું બાર ખખડાવ્યું ત્યારે એ લોકોને લાગ્યુ કે મારું ભૂત જ સામે ખડું છે. હું લડાઈને મોરચે ગઇ છુ એ વાત તેમણે પંદર દિવસ

પહેલાં જ સાંભળી હતી. અને સાથે સાથે યુગાંડામાં થએલ રાજકીય ફેરફારોની અફવાઓ પણ તેમને કાને આવી હતી. ક્રાંતિકારીઓને જોતાવેંત ઠાર મારવાનો હુકમ કરનાર પ્રતિક્રિયાવાદીઓ સત્તામાં આવ્યા પછી મારા જેવા લોકો જીવતાં બચે એ વાત કેમ માની શકાય ?

બીજે દિવસે સવારે તેમણે બે ડોળીઓ કરાવીને અમને ઘર તરફ રવાના કર્યા. જેમ જેમ ગામડું પાસે આવવા માંડ્યું તેમ તેમ મારું હૈયું ભારે થવા માંડ્યું.

'મિનકાકા, હવે થોડીવારમાં જ આપણે ઘરે પહોંચી જઈશું.' શેંગ મને હંમેશાં કાકા કહીને જ બોલાવતી.

'હંમ–' મેં તેના ઉમળકા પર ઠંડુ પાણી છાંટ્યું હવે દૂરથી અમારું ઘર દેખાતું હતું. તેની પાસે જ નવું નક્કોર મકાન ખડું હતું.

'આ મકાન જ હવે તારી જેલ બની જશે.' હું મનમાં મેં મનમાં બબડી. નવા મકાનની મજબૂત દીવાલોમાં ય મારી ઇચ્છાશકિત ગાબડું પાડી દેશે. આખર સુધી લડી લેવાનો મેં મક્કમ નિર્ધાર કર્યો.

ઘર આવ્યું. મોટી બહેન, ભાભીઓ અને બાળકો મને વીંટળાઈ વળ્યા. અને ઘડપણમાં પ્રવેશતી મારી બાનું મોં પણ હસી હસીને આવકાર આપતું હતું.

'કેટલી સુકાઇ ગઇ છે મારી દીકરી—' બાએ મને પંપાળી.

ઠેર ઠેર મારા કરિયાવરની તૈયારીઓ નજરે પડતી હતી. દરજી, સુતાર, પેટી, પટારા અને એવું તો બીજું ઘણુંય. 'જોયું ને ? તારી ગેરહાજરીમાં ય તારી બા તને ભૂલી નથી.' હું જવાબ આપ્યા વિના નીચું જોઈ રહી. બાને લાગ્યું કે દીકરી શરમાય છે. પણ બાની સામે બોલતાં મારી જીભ ઊપડતી નહોતી. બાપુ આવે ત્યારે ઘડો લાડવો કરી નાખવાનો વિચાર કરીને હું તેમના આગમનની ચાતકની જેમ રાહ જોવા માંડી.

## ૨ બાની સાથે લડવાડ

ગામમાં તાર કે રેડિયો ન હોવા છતાં ય મારા આવવાની વાત ગામડામાં ફેલાઇ ગઇ. બીજે જ દિવસે મારે સાસરેથી–શિઆઓ કુટુંબમાંથી–કહેણ આવ્યું કે હવે કઈ તિથિ નક્કી કરવી છે ? બાપુ પણ તે જ રાતે આવી પહોંચ્યા. મારા સસરાનો કાગળ વાંચીને તેમણે મને પાસે બોલાવી. મેં મૂઠીમાં જીવ સમાવીને કહી દીધું: 'બાપુ, મારે ત્યાં પરણવું નથી એ વાત મેં તમને લખી જ છે. અમારા બન્નેમાં પ્રેમ નથી. અમારા વિચારોનો મેળ ખાશે નહિ—'

'શું ? તેની જોડે પરણવું નથી ? તારે વેવિશાળ તોડવું છે ?' બાપુ ગુસ્સે થઈ ગયા.

'જી હા.' મેં થંડે કલેજે જવાબ આપ્યો. હવે બાથી ન રહેવાયું. તેણે ત્રાડ પાડી, 'જાનવર! ઢોર! જાનવર!'

'હા બાપુ! વેવિશાળ તોડવા માટે જ આ વખતે તો હું પાછી આવી છું.' હું અકળાયા વિના બોલી.

'એમ! એટલા ખાતર પાછી આવી છો? પણ તેમાં તેં મૂર્ખાઇ કરી છે. હવે જોઉં છું કે તું કેમ છટકી જાય છે તે.'

બાપુ મક્કમ અવાજે બોલ્યા અને ગુસ્સામાં ને ગુસ્સામાં જ બહાર ચાલ્યા ગયા. આખી રાત જાગીને મેં ૫૦૦૦ શબ્દોનો લાંબો કાગળ ઘસડી કાઢ્યો અને સવારે બાપુના હાથમાં મૂક્યો. બાપુ વાંચી ગયા પણ તેમના પેટમાં પાણી ય ન હલ્યું. તેમણે મને ઊધડી લેવા માંડી.

'તું કહે છે કે તમારી વચ્ચે પ્રેમ નથી, પણ પ્રેમ તો પરણ્યા પછી જ જન્મે. પરણ્યા પહેલાં જ વહુ-વર વચ્ચે પ્રેમની વાતો કરવી એ ગાંડપણ છે. તું બીજી વાત કરે છે વિચારોની. હવે એ શબ્દ તો માત્ર ક્રાંતિકારીઓ માટે જ વપરાય છે. તેને અને વહુ-વરના સંબંધને શું લાગેવળગે? શીઆઓ કુટુંબમાં તું પરણીને જાય તે કંઇ ક્રાંતિકારી બનાવ નથી. અહીં તો માત્ર તારી એક સ્ત્રી તરીકેની ફરજ અદા કરવાનો જ સવાલ છે. આપણા સનાતન નિયમોનું પાલન કરવાથી જ તારું કલ્યાણ થશે. પતિના ગીતમાં પત્નીએ સૂર-પુરાવવો, તેનો વંશવેલો વધારવો, રસોઇ આદિ ઘરકામમાં ચિત્ત પરોવવું અને સુશીલ પત્ની અને

સદ્‌ગુણી માતા બનવુ એ જ સ્ત્રીનું ધ્યેય છે. એમાં ક્રાંતિને કશી લેવા દેવા નથી, એટલે વિચારોનો મેળ ખાવાનો પ્રશ્ન જ ઊભો થતો નથી.'

'પણ બાપુ, લગ્ન બાદ પ્રેમ કરવાની ફિલસૂફી તમારી છે. જૂનવાણી સમાજની એ ખાસિયત હતી. પણ આજે તો એ સમાજ મરી પરવાર્યો છે. હવે તો સુખી દાંપત્ય-જીવન માટે, એક બીજા તરફ આકર્ષણ થવું, પરસ્પર વિચારોની આપલે કરીને મૈત્રી કેળવવી અને એ નિકટ મૈત્રીનું પ્રેમમા પરિવર્તન થાય તો જ લગ્ન કરવું એ અતિ આવશ્યક છે. તો જ બન્ને જીવનભર સુખ દુખના સાથી બની રહી શકે. વિચારોનો મેળ ન ખાય તો સાદા મિત્રો પણ બની શકાતું નથી ત્યાં પરણવાની તો વાત જ ક્યાં કરવી ?' મેં લગ્નની ફિલસૂફી ઉખેળી અને આગળ બોલી, 'લગ્ન એ માત્ર અંગત સવાલ નથી, સામાજિક સમસ્યા છે માત્ર છોકરાં પેદા કરીને નવું કુટુબ સ્થાપવા માટે જ અમે પરણતા નથી. સમાજ સુધારા સાથે આધુનિક લગ્ન સીધી રીતે સકળાએલું છે. શિઆઓ કેંગ અને હું સમાન વિચારના નથી, તો પછી જીવન મરણના સાથી શી રીતે બની શકીએ ?'

'હં'મ—વિચારો ! આવી ખતરનાક ચીજ સાથે છોકરીઓએ અડપલાં કરવાં જ શા માટે જોઇએ ? સ્ત્રીઓને ક્રાંતિમાં જોડાવા જ ન દેવી જોઈએ. તુ નિશાળમાં ભણી છો

તો શિક્ષિકા બનીને સમાજની સેવા કરું. મારી ખાતરી છે કે તારા સાસરિયાવાળાઓ તને એટલી છૂટ આપશે.'

'હવે રહેવા દો ને એની જોડે લમણાઝીંક કરવી!' બાએ બાપુ પર રીસ ઠાલવતા કહ્યું. 'આ જાનવરને માણસ કહી જ ન શકાય. માબાપ સ્વર્ગથીએ વધારે મહાન છે એટલી સાદી વાત પણ એ સમજતી નથી. સદાચાર કેળવવા માટે તેને ભણવા મોકલી પણ નિશાળમાં જઈને એ વંઠી જશે એમ કોણે ધાર્યું હતુ ? આ તો આપણું નાક કપાવા નીકળી છે. આની કરતાં તો મરી જાવું વધારે સારું.' થોડીવાર રહીને બાએ મને એક કહેવત સંભળાવી—

'તુંગ તાંગ તળાવનું પાણી વહે જાય છે.
સુખી પતિ પત્નીના લેખ વિધાતાએ લખી રાખ્યા છે.'

પછી અકળાઈને તે ફરી બોલવા માંડી. 'એની જોડે તારું સગપણ થયું છે અને ત્યાં જ તારે પરણવું પડશે. શિઆઉનું ઘર પૈસાપાત્ર છે, આબરૂદાર છે. અને છોકરામાંએ કશી ખોડખાંપણ નથી. નથી એ લંગડો કે નથી એ આંધળો એથી વધારે તારે શું જોઈએ છે એ જ સમજાતું નથી. તારે કોની જોડે પરણવુ એ વાત તો તું જન્મી તે પહેલાં જ અમર આત્માએ નક્કી કરી હતી. તારી શી મજાલ છે કે એમની ઇચ્છાની વિરુદ્ધ જાય?' બાની શાસ્ત્રોક્તિ સાંભળીને હું ખડખડાટ હસી પડી. પણ એની જોડે વાદવિવાદમાં ઊતરવાથી શો ફાયદો?

'આજના નવા જમાનામાં હું તને બળજબરીથી ન પરણાવત. સૂતરને પરણાવે તો તેની પાછળ દીકરીએ જવું એમ હું નથી માનતો પણ શિયાઓ કેંગ એક મર્દ સાધારણ છોકરો છે. તેણે તારા ભાઈને કાગળ લખ્યો હતો એ પણ કંઈ ખાસ ખરાબ ન હતો. પોતાના વિચારો વ્યક્ત કરી શકે છે.'

બાપુના આ પ્રમાણપત્રે મને ફરીવાર હસાવી. નિશાળમા અમને બધા ય ચીડવતા કે વહુ પહેલો નબર રાખે છે ત્યારે વર છેલ્લો નબર છોડતો જ નથી.

પણ બાનો બડબડાટ ચાલુ જ રહ્યો. તેણે જાહેર કરી દીધું કે એ પોતાના પૌત્ર પૌત્રીઓને નિશાળનો ઉબરો ચડવા નહિ દે. 'નિશાળ એટલે દોજખનું બીજું નામ. ઘરે આવીને છોકરાંઓ વેવિશાળ તોડવાની જ વાતો કરે! માબાપે જોઈ વિચારીને બાંધેલા સંબધો તોડી નાખતા આ ડાકણોનું રૂંવાડુ ય ફરકતું નથી.' બાનો સ્વભાવ હું જાણતી હતી. મારા વહાલા બાળકો? મારી ખાતર તમને કેટલું સહન કરવું પડશે? પણ એમાં વાંક કોનો? મારો કે આ સડેલા સમાજનો?

'લગ્ન એ જીવનમાં અતિ મહત્ત્વનો બનાવ છે. તેમાં માબાપની પચફગી કેમ ચાલે? સૌએ પોતાપોતાનો સાથી સ્વેચ્છાથી જ ચૂટવો જોઈએ.' મારા દિલમાં ઊભરાતા પોષબધ વિચારોએ પાળ તોડી ત્યારે જપ્યા.

'બૂડી મર મૂઇ– કુંવારી છોકરી ! ઈચ્છાવર શોધવાની વાત કરતાં ય શરમાતી નથી. તારું સાસરું ખાનદાન છે. તારા કાકાજી પ્રાંતિક ધારાસભ્ય હતા. ઘરમાં બધા જ ભણેલા ગણેલા છે. રીતભાત પણ કેવી સારી ? મારા જનમ દિવસને દિવસે જમાઇ પોતે મને પગે લાગવા આવ્યો હતો ! હવે હું શું મોઢું લઈને એમની પાસે જઇશ ? યાદ રાખજે કે સારો ઘોડો પાછો વળીને ચરતો નથી, સુશીલ નારી ફરી પરણવા જતી નથી.'

'પણ હવે એ એવું બધું વાંચવાની નથી.' બાપુ વચ્ચે જ બોલી ઊઠ્યા, 'એને તો પ્રેમની વાતો વાચવી અને ઇચ્છાવર ન મળે તો આત્મહત્યા કરતી નાયિકાઓના પાઠ ભજવવા છે. અજકાલ છાપાઓમાં ઘરબાર છોડી જતી છોકરીઓની વાર્તાઓ બહુ આવે છે. આવી અસર તળે છોકરીઓ માબાપની આમન્યા તોડે એમાં શી નવાઈ ?'

'એ તો નરી ઘેલછા જ છે. સનાતન રૂઢિ આ નખ જેવડી છોકરી શું તોડવાની હતી ? ઋષિમુનિઓએ ઘડેલા નિયમ પ્રમાણે હજારો વરસોથી જીવન ચાલે છે. સતીઓના નામે મદિરો બાંધ્યા છે તે એટલા જ માટે ને કે ઊગતા જુવાનો એ આદર્શ પ્રમાણે વરતે ? બાર વરસની બાળવિધવા સુશીલ રહી શકે છે તો અજની છોકરીઓ ચોવીસ ઘણીઓ કરીને ય લગને લગને કુવારી જ રહેશે ?'

હવે વધારે ચર્ચા કરવી નકામી હતી. ગમે તે ભોગે

લડત ચાલુ રાખીને જ આ કોકડામાંથી છૂટી શકાય તેમ હતું.

'ગરીબી કે શ્રીમંતાઇ એ તો ભાગ્યના ખેલ છે. પણ લક્ષ્મી ચાંદલો કરવા આવતી હોય ત્યારે મોં ધોવા ન જવું એટલો તો માણસનો ધરમ ખરોને ? શિઆઉ કુટુંબ બહુ જ પૈસાદાર છે. અને તું કરકસરથી ઘર ચલાવીશ તો તારે ઘરે વાડી વજીફા, ઢાંગરના ખેતરો, રિદ્ધિસિદ્ધિ સામી ચાલીને આવશે, અને તારી સુખ સાહેબીનો પાર રહેશે નહિ.' બાપુએ પૈસાની લાલચ આપીને મારું અપમાન કર્યું હતું. પોતાની દીકરીને યે એટલી એ નથી ઓળખતા કે એ ચારિત્ર્યવાન છોકરી છે. તેને મન ગય કે રંકનો ભેદ નથી. ગરીબ પ્રેમીની સાથે પણ એ સુખનો સંસાર ચલાવી શકે છે.

'અને એને પરણીશ નહિ તો શું કરીશ ?' બાએ ટેબલ પર હાથ પછાડ્યો. સખત ટેબલપર બિચારીનો હાથ તમતમી ગયો હશે.

'એને વેવિશાળ તોડવું છે.' મને મૂંઝવણમાંથી બાપુએ બચાવીને કૃતજ્ઞ બનાવી.

'અને આપણે ન તોડવા દઇએ તો ?'

'કહે છે કે એ મરી જશે.'

'છો મરતી. કાલે મરવાની હોય તો આજે મરે. એનો ભાર વેઠ્યો, ભણાવી ગણાવી બધુંય કર્યું. પણ એ તો મારી

પૂર્વ જન્મની વેરણ લાગે છે. આ જનમમાં દેવું વસૂલ કરવા આવી છે–એને....' બાનો અવાજ તરડાઈ ગયો. તેણે દીવાલ સાથે માથું પછાડવા માંડયું. બાપુએ દોડીને તેને પકડી લીધી. આ રકારોળ સાંભળીને મોટી બહેન અને ભાભી પણ આવી પહોંચ્યા. એ ધમાલમાં હું ઘરની બહાર ચાલી ગઈ.

સૂરજની હૂંફ અને ખેતરોનું સૌંદર્ય માણવા માટે આજે મારી પાસે દિલ નહોતું. સામેથી મોટાભાઈ આવતા હતા. તેમને મે ઘર આંગણે ભજવાતા નાટકની વાત કરી.

'મને લાગે છે...કે તારે હવે એને પરણવું જ પડશે.'

'હરગીઝ નહિ. હું આખર સુધી લડી લઈશ.'

'તું આપણી બાને ઓળખતી નથી. ચીન તો શું પણ દુનિયાના ઇતિહાસમાં પણ તેનાથી વધારે ઉગ્ર જાલીમ પાક્યો નથી.' ભાઈ બોલ્યો, 'તું અમારા બધાં કરતાં વધારે બહાદુર છો પણ એ શૂરાતન રણમેદાનમાં શોભે, ઘરમાં નહિ. આપણા ઘરમાં તો ક્રાંતિ કરી શકાય જ નહિ.'

મોટાભાઈએ છેલ્લું વાક્ય મજાકમાં જ કહ્યું હતું. પણ મને એ ખટક્યું, 'એમ ઠાઠમાં બોલવાની કશી જ જરૂર નથી.' હું ચીડાઈને બોલી. 'આવું બનશે એ હું જાણતી જ હતી પણ શિઆઉ સાથેનો સંબંધ તોડી ન નાખું ત્યાં સુધી બીજા કોઈની સાથે ખુલ્લાદિલથી પરણી ન જ શકાય. મારું ધ્યેય પૂરું કરીને જ હું જપીશ મરી જઇશ તો ય આ અંધારી જૂનવાણી રૂઢિ સામે માથું નમાવીશ નહિ.'

'ભલે ત્યારે. તને સફળતા ઇચ્છું છું.' એટલું બોલીને ભાઈ ઘર તરફ વળ્યા. મારી સાથે બોલતાં પકડાઈ જાય તો બા એની ધૂળ ખ ખેરી નાખે એમ હતું. બિચારા મોટાભાઈ!

ખાધા પીધા વિના જ હું પથારીમાં પડી. મોટી બહેનને મારે માટે સહાનુભૂતિ હતી. તેણે કાગળ લખીને મારીબાને તેડાવ્યા. મામાજી શિક્ષણ ખાતાના અફસર હતા અને છોકરા છોકરીઓ સ્વેચ્છાથી પરણે એ વાત તેમને પસંદ હતી. પણ મારી બાની સામે મામીબાનું શું ચાલે? બાએ તેને સીધું પરખાવ્યું.

'દુનિયા ભલેને ગમે તેટલી બદલાય, જમીન આસમા નનો ફેર પડે તો ય માબાપ માબાપ જ રહેવાના. મારા છોક રાઓને હું અંકુશમાં ન રાખી શકું તો ઘરની મોવડી કેમ બની શકાય? તારામાં વેતા નથી એટલે જ લગામ હાથમાં રાખી શકતી નથી.' મામીબાએ મનની વાત મનમા જ છુપાવીને મને કહ્યું 'દીકરી, પોતાની મા સાથે ન લડીએ. આજે તું કુટુંબ ખાતર આત્મભોગ આપીશ તો તારું નામ સાત સાત પેઢીઓ સુધી યાદ રહેશે.'

મારી આંખોમાંથી ચોધાર આંસુ ચાલ્યા જતા હતા. મને જોઈને મામીબા પણ રોવા લાગ્યા.

## ૩ બાએ કેદમાં પૂરી

મારી હાલત કેદીની જેવી જ હતી. રાત પડી. નીરવ, શાંત અનંત રાત્રી. ગામ સૂમસામ હતું. માત્ર અમારા ઘરમાં જ ગણગણાટ સંભળાતો હતો. મને લાગ્યું કે મારી જ વાત ચર્ચાઈ રહી છે.

મારી મચ્છરદાની પર પોતાના સૌમ્ય કિરણો પાથરતો ચંદ્ર આકાશમાં ચમકતો હતો. મચ્છરનો ગણગણાટ મારી બેચેની વધારતો હતો. હવે સમજાતીની તો કોઈ આશા જ નહોતી. ઘરવાળાં જૂના સમાજના ઝંડાધારીઓ હતા. 'બાપ દીકરાને મરવાનું કહે તો દીકરાએ જાન કાઢી આપવા જ જોઈએ.' એમ એ માનતા. પણ ભોગજોગે મેં એ સમાજ સામે બળવો પોકાર્યો હતો. બા બાપુ અને મારા વિચારોમાં ઓછામાં ઓછું ત્રણ પેઢીઓનું અંતર હતું. અમે ન લડીએ એ બને જ કેમ? નિર્ણયને મમત્વપૂર્વક વળગી રહીને હું આખર વિજય મેળવવા માગતી હતી.

પણ મારી સામે અનહદ જોરદાર બળો ગોઠવાઈ ગયા હતાં. મને સમજીને મારી પ્રત્યે સહાનુભૂતિ રાખે એવી એક જ વ્યક્તિ આ ગામમાં વસતી હતી તે શેંગ. અમે સાથે ઉછર્યાં હતાં, સાથે જ સૈન્યમાં કામ કર્યું હતું પણ આજે તે પણ મારી જ માફક પોતાના ઘરમાં નજરકેદ હતી.

તેની લગ્નસમસ્યા પણ મારી જેવી જ હતી. મારી મોટી બહેન પોતે તો દુઃખ સહી સહીને એટલી રીઢી બની ગઈ હતી કે તેને મારા દુઃખની કશી જ નવાઈ નહોતી. ઇચ્છા વર વરવા માટે આટલું લડવાની તેને કશી જ જરૂર લાગતી નહોતી. બહુ બહુ તો તે રોઇ પડતી, અને હું કશુંક ઉતાવળિયું પગલુ ભરી ન બેસું તેની ચિન્તા કર્યા કરતી.

નાનાભાઈને કાગળ લખવાનું મન થતું પણ એ ત્યાં બેઠા બેઠા શુ કરી શકે ? ના. મારે તો એકલે હાથે, નજીવી આશા સાથે જ ઝઝૂમવાનું હતું. ભલે, તેમ કરીશ પણ શરણાગતિ તો હરગિજ નહિ સ્વીકારું.

આપઘાત કરું ? ગમે તેટલું કરીને ય આખરે તો મરવાનું જ છે ને ? આવી માયા જાળમાં બીજા મારું જીવન બગાડે તેના કરતાં મારે હાથે જ એ જીવનનો અંત લાવું તેમા શું ખોટું ? બાળકો કહ્યાગરા રહે ત્યા સુધી જ મા બાપ તેમના પર હેત કરે. બધી જ લાગણીઓ સ્વાર્થી છે. પોતાના હિત ખાતર જ બાળકોને પણ ત્યાગ બનાવાય છે. અંગત લાગણીની સમસ્યા મને ઊકલતી નહોતી. આ ધરતી પર માતૃપ્રેમ એ જ સૌથી વધારે નિર્મળ છે એ મારી જૂની ફિલસૂફીના આજે ચૂરેચૂરા થઇ ગયા હતા. એક જમાનામાં મને પ્રાણથી યે વધારે ચાહતી બા હવે માત્ર પોતાની જાતને જ પ્યાર કરે છે. હવે આ જીવનમાં શો સાર રહ્યો છે ?

ચાંદની ઝાંખી પડવા લાગી. ખ્હેો ફાટતું હતું. બાબાપુની ગુસપુસ ચાલતી હતી, તે મેં સાંભળવાનો પ્રયાસ કર્યો, પણ ન ફાવી.

મોત! શું બીજો કોઈ માર્ગ નથી? આપઘાત તો કાયર હોય તે જ કરે એમ હું કહેતી. માનવ સ્વભાવ જીવન માટે ઝંખે છે, ત્યારે હું મોતના વિચારો શામાટે કરું? મારું ભાવિ, મારી મહત્વાકાંક્ષા એ બધું કેમ ભૂલી જાઉં છું? સમાજ–સાગરનું હું નાનકડું બિંદુ હોઉં અને મારા અસ્તિત્વની તેના પર મોટી અસર ન થવાની હોય તો ય એ બહાને આવી કાયરતા ન જ નભાવી શકાય. મારે મારા અંતરાત્માને જવાબ આપવાનો છે. એ કહેશે કે સામાજિક ફરજથી તું દૂર ભાગી રહી છો તો હું શું જવાબ આપીશ? ગમે તેમ તો ય સમાજના ફળ મેં ચાખ્યા છે. તેણે જ મને ખવરાવી પીવરાવીને ઉછેરી છે. તેણે જ મને પહેરાવી ઓઢાડીને ભણાવી છે. વળી મેં ક્રાંતિની પ્રતિજ્ઞા લીધી છે તે કેમ ભૂલાય? આ સમાજને સુધારવાનું અમે બીડું ઝડપ્યું છે. જનતાના લડવૈયા તરીકે રણાંગણમાં ઝઝૂમવાનું સૌભાગ્ય મને મળ્યું હતું. કરોડો શોષિત દેશ બાંધવોને મુક્તિ ન મળે ત્યાંસુધી લડવાના મેં શપથ લીધા છે, મેં જાહેર કર્યું હતું કે હું કોઇ મામૂલી બીકણ છોકરી નથી પણ હિંમતવાન, મક્કમ, ઝિંદાદિલ માનવી છું. ગરમ લોહી મારી નસોમાં વહે છે. ત્યારે એ બધી ફરજો ભૂલીને આમ અચાનક કાયર બને કેમ

પાલવે ? આપ મેળે મરવાનો અર્થ તો એ જ ને કે હું હારી અને જૂનવાણી સમાજરચના જીતી ? એ ડાકણના ખપ્પરમાં તો અનેક માનવીઓ ભરખાઈ ગયા છે. આજે પણ ડાચું ફાડીને ડરપોક જુવાનોને–જરૂરી હિંમત ન હોય તેવા નવલોહીયાઓને ચાવી જવા ઊભી છે. ઉપરાંત મારે એટલું તો સમજવું જોઈએ ને કે આપઘાત કરીને હું આ જગતમાંથી ચાલી જઈશ તો એ ડાકણની એક ખંડખોર દુશ્મન ઓછી થશે. એમાં એનો જ ફાયદો છે. એક પણ ગોળી વાપર્યા વિના તેની જીત થશે. દુશ્મનોને મારવા જેટલી હિંમત ન હોય તો ય માણસે પોતે જીવીને ક્રાંતિને મદદ કરવી જોઈએ. આપઘાત કરવા કરતાં તો લડતાં લડતાં મરવું બહેત્તર છે.

આવા પરસ્પર વિરોધી વિચારોની અથડામણ કોણ જાણે કેટલા ય વખત સુધી ચાલ્યા કરી. આખરે જીવને મોત પર વિજય મેળવ્યો. મારા મોટાભાઈ શહેરમાં જવાના તેમને લાંબો કાગળ લખીને મને મદદ કરવાની વિનતિ કરી. ડૂબતાને તણખલાનો આધાર મળે તેમ હું એમની વાટ જોવા લાગી. પણ ભાઈની હિંમત ન ચાલી. મૂંગા આંસુ પાડીને એ બેસી રહ્યા. મારી ઊંઘ ઊડી ગઈ હતી. આખી રાત હું ડૂસકાં ભરીને ગાળતી પણ મારી બાની હુંફ મને ન જ મળી.

શેંગની નાની બહેન ચિન ચિન એક ચબરાક છોકરી હતી. તેની દ્વારા પત્રવ્યવહાર કરીને અમે બન્ને બહેનપણી-

ઓએ નાસી છૂટવાની યોજના ઘડવા માંડી. મારા માબાપે મારી સાથે અબોલા લીધા હોવા છતાં ય બહારના લોકોની દેખતા બાનો દંભી પોરસ ચાલુ જ હતો, 'મારી ચકલી તો રાત દિવસ તેના કરિયાવરની તૈયારીઓ જ કર્યા કરે છે!'

'એ તો ખાનદાની કંઇ અછતી રહે છે? આ બીજી ભણેલી છોકરીઓની જેમ તમારી દીકરી કંઇ ઓછી જ વંઠી જવાની છે? તમે તો બાઈ બહુ જ ભાગ્યશાળી છો.' બીજાઓ મારી બાના વખાણુ કરતાં. એ સાંભળીને મને કમકમાટી થતી પણુ બા તો બેધડક જવાબ આપતી, 'હાસ્તો, મારી દીકરી લાજ મર્યાદા તોડીને બંડખોર બને જ નહિ. એ પેકીંગની મહારાણી થાય તો ય મારો તો પડયો બોલ ઝીલવાની જ.'

બા જાણી જોઇને ઢોંગ કરતી કે પોતાની દાદાગીરીમાં તેનો ગજબ વિશ્વાસ હતો તે તો એ જ જાણે પણુ મારા પગ સૂઝીને દડા જેવાં થઇ ગયા છતાં ય તેણે મને દાક્તરને ત્યાં જવા ન દીધી. ચોવીસે કલાક મારી આસપાસ તેનો ચોકીપહેરો રહેતો. એક દિવસ મોટી બહેને ખબર આપ્યા કે મારા તમામ પત્રો બાપુએ ફાડી નાખ્યા છે. સત્યાનાશ! મારી મહિનાઓની મહેનત બરબાદ ગઇ. મને છાપાંઓ વાંચવાની મનાઇ તો હતી જ. હું સંડાસમાં ભરાઈને કાગળ લખતી. એક દિવસ શ્રી સનને કાગળ લખવામાં મને સહેજ મોડું થયું તો બાએ તરત બારણું ઉઘાડી નાખ્યું અને મારી ચોરી પકડાઈ ગઈ.

'હુંઅ ! બહુ ચાલાક નીકળી છો એમને ? આપી દે એ કાગળ મને ! ચાલ, જલદી કર !' એ દિવસથી અમે એક બીજાના કટ્ટર દુશ્મન બની ગયા.

## ૨ મારી યાત્રા

મારા પગનો સોજો ન ઊતર્યો ત્યારે બાએ માની લીધું કે ઢાગખણ્ડા ડુંગરની માનતા પૂરી કરી નથી એટલે દેવ રૂઠ્યા છે. આવા વહેમોમાં હું માનતી નહિ પણ ઘરના બંધિયાર વાતાવરણમાંથી છૂટવાની આ એક તક હતી. મેં રાજીખુશીથી હા પાડી અને મારી બાએ આ નિમિત્તે ખાસ તૈયાર કરાવેલ લાલ પોશાક પહેરીને એક સવારે અમે બહાર નીકળ્યા ત્યારે આખું કુટુંબ આંગણામાં પ્રાર્થના કરતું હતું. અમારે ત્યાં ચમચા તરીકે વપરાતી બંબુની સળીઓ અમુક પ્રકારે ન પડે અને શુકનની નિશાની ન થાય ત્યાં સુધી એ બધાંને ઉપવાસ કરવા પડે તેમ હતું. અમે જાત્રાઓથી પાછા ફરીએ ત્યાં સુધી ઘરમાં માત્ર ફરાળ કરવાની જ છૂટ હતી આખે રસ્તે મારે બાએ શીખવેલ એક ભજન ગાવું પડ્યું. ડોળીવાળાએ મને રસ્તામાં આ ડુંગરીઆ દેવની મહાત્મ્યકથા સંભળાવી; 'આ દેવતા ખરેખર જાગૃત છે. એક જાત્રાળુ બાઈ દર પાંચમે પગલે પ્રાર્થના કરતી આ તરફ આવતી હતી ત્યારે કોઈ તેની સાથે અડપલું કરવા

ગયો પણ હાજરાહજુર દેવતાએ તેને ત્યાં ને ત્યાં કાળો.મીંઢ બનાવી દીધો. એને પક્ષઘાત થયો અને એનો હાથ લાકડા જેવો બની ગયો.'

'તેં આ બધું નજરે જોયું છે ?'

'હા....' એ થોથવાતો થોથવાતો બોલ્યો. પણ એનું મોં જ કહી આપતું હતું કે એ જૂઠું બોલે છે.

'એવી વાહિયાત વાતો જવા દે–તું જો ખરેખર ભગવાનમાં માનતો હો તો તેની તરફેણમાં તું ખોટું શી રીતે બોલી શકે ?'

મારી બાની ડોળી સહેજ પાછળ રહી ગઈ હતી. તે અહીં પણ મારી પર કડક નજર રાખતી. અમે રાતવાસો કરીએ ત્યારે એ મને ધરમશાળાની કોટડીમાં પૂરી દેતી. અમે શીઆ ચીઆ પહોંચ્યા ત્યારે હું ધરમશાળાના આંગણામાં ફરતી હતી ત્યાં એક અઢાર વરસની છોકરી મારી પાસે આવી અને પૂછવા લાગીઃ 'તમે જાત્રાએ નીકળ્યા છો ?'

'હા.'

'તમે ભણેલા છો ?'

'ના.' હું થોથવાઇને બોલી.

'નવાઈની વાત છે. પણ દેખાવે તો તમે ભણેલાં લાગો છો.' પોતે જોશ જોતી હોય તેવી રીતે મને નખથી શીખ સુધી નીરખીને એ બોલી. મારા દિલમાં ચોર હતો. હું છોભીલી પડી ગઇ. મારે સદ્‌ભાગ્યે બા એ વખતે મંદિરમાં

પૂજા કરતી હતી અને અમારી વાતચીત ચાલુ રહી 'બે મહિના પહેલા અહી મહિલા મડળની શાખા પીડિત સ્ત્રીઓની મુક્તિ માટે કામ કરતી હતી તેના સભ્યો પોતાના પગના પાટા દૂર કરી, વાળ કાપી નાખતી અને તે મદિરમા પણ જતી નહિ'

આ છોકરી નવા વિચારની હતી ક્રાતિને કચડી નાખી તે પહેલા અહીં શુ શુ બન્યુ એ જાણવા હુ આતુર હતી બાને પૂજામા તલ્લીન બનેલી જોઈને હું મારી નવી બહેન પણીને ઘરે છટકી ગઈ તેની બા પણ ઉદાર દિલવાળી હતી એને પણ ભગવાનમા શ્રદ્ધા નહોતી તેણે મને બે ખારા ઇડા આપ્યા અને હુ તે હોશે હોશે ખાઈ ગઈ થોડીવાર પછી મારી બા ત્યા ધસી આવી અને પારકાઓની દેખતા જ મને ગાળો દઈને ધર્મશાળામા ઘસડી ગઈ

ધર્મશાળાના સચાલકની વહુ પાસેથી મે જાણ્યુ કે 'એ છોકરી તો પેલા વઠેલા મહિલા મડળની સભ્ય હતી એ સઘે પ્રેમની આઝાદી જેવી વાહિયાત વાતો અહીં ફેલાવી છે એવા લોકોની સાથે તરે વર્તન કરવાની શી જરૂર પડી?' હું ચુપ જ રહી 'એને ત્યા પાણીબાણી તો પીધુ નથી ને? જાત્રાએ નીકળ્યા પછી અન્ત્યજોને ઘરે પાણી પીને અભડા વાય નહિ એટલુ તો તુ જાણે છે કે નહિ!'

ભગવાનની માફી માગવા માટે બાએ ઘૂંટણિયાભેર પ્રાર્થના કરવાની ફરજ પાડી. ત્યારે મારા મનમાં તો એ છોકરીએ કહેલ વાતો જ ઘોળાતી હતી: 'બે મહિના પહેલાં સરકારી દબાણને વશ થઈને ન છૂટકે અમારે સંઘ બંધ કરી દેવો પડયો પણ અમે હિંમત હાર્યો નથી. એક દિવસ આપણે જરૂર આઝાદ બનીશું. સ્ત્રીઓ ક્રાંતિમાં જોડાશે નહિ ત્યાં સુધી તેમને મુક્તિ મળવાની નથી.'

ડોળીમાં બેસી બેસીને મારા હાડકાં ભાંગી ગયા હતા મુક્તાહારના ચકદાની જેમ લટકતા સૂરજને જોઈને મને એમ લાગવું જોઈતું હતું કે જીવનમાં ગરમાવો છે, તેમાં ભરપૂર શક્તિ અને પ્રકાશ છે તેની હુંફમાં મારી તમામ વ્યાધિ ઉપાધિ દૂર થશે. આવા સુંદર વાતાવરણમાં માણસમાં અનંત આશા જન્મે છે.

પણ સહેજ વિચાર કરવા જતાં તેને જણાય છે કે સમય પૂરજોશ વહી રહ્યો છે. અને માણસ ભાવીની યોજના ઘડે તે પહેલાં જ તે ભૂતકાળના બંધનથી જકડાઈ ગયો છે. તે નિરાશાના વમળમાં હતાશ બની ગોથાં ખાય છે. એ સાંજ કબરમાં પોઢવાની તૈયારી કરતા માણસની આખરી પળો જેવી લાગતી હતી. હવામાં તણાતા વાદળની જેમ તેની આશા દૂર દૂર ચાલી જતી હતી. અત્યારનું દેદિપ્યમાન આકાશ આવતી રાત્રીના અંધકારની જ આગાહી આપતું હતું. પણ આ નિરાશા ક્ષણિક જ હતી. રાત્રી

પછી સવાર આવે છે અને સૂર્યપ્રકાશમાં જગત ફરી જીવંત બને છે.

અમે દક્ષિણ પર્વત પરના મંદિરમાં પહોંચ્યા. બા પૂજા પૂરી કરીને ઘરે પાછા ફરવાની ઉતાવળમાં હતી. ત્યાં કુદરતનું ભવ્ય સૌંદર્ય નિરાંતે નીરખવા જેટલી યે મને ફુરસદ ન મળી. બાના કડક ચહેરા તળે જાત્રા પૂરી થઈ. મને ત્યાંથી નાસી જવાની તક ન મળી. હું હારી ને વીલે મોંએ ફરી ઘર-કેદમાં પુરાઈ ગઈ.

વરસાદના દિવસો હતા. એક બપોરે સમાચાર આવ્યા કે મારો વચલો ભાઈ ક્ષયના રોગથી મરી ગયો. મારા શોકાતુર દિલમાં તમામ બંડખોર વિચારો એકાએક ડૂબી ગયા. મારો વહાલસોયો વીર! તેના ઉપકાર હું શી રીતે ભૂલી શકું! તેણે જ મને નવા જીવનમાં ડોકિયું કરાવ્યું હતું. મારો ભાઈ મારી બહેનપણીના પ્રેમમાં નાસીપાસ થઈને સૈન્યમાં જોડાયો ત્યારે તેણે મને લખ્યું હતું કે આપણે હવે લડાઈને મોરચે મળીશું. પણ એ મેળાપ કદી થયો જ નહિ. ના. ના. હું હરગીજ નમતું નહિ આપું. પૂર જુવાનીમાં મારા ભાઈનું ખૂન કરનાર આ રાક્ષસી સમાજ પર તેનું વેર લીધા વિના રહીશ નહિ. દરરોજ રાતે હું તેના આત્માની વાટ જોતી. મારો ભાઈ મને જરૂર માર્ગ બતાવશે. દિવસો પર દિવસો વીતતા ગયા પણ મેં ભાઈનું ભૂત ન જોયું. બા પણ ભાઈના શોકમાં ઝૂરતી હતી. છતાં ય મને પરણાવવાની તૈયારીઓ તો તેણે ચાલુ જ રાખી..

અરેરે! મારી વહાલી માતા! આ જૂનવાણી સમાજની તું કેટલી વફાદાર દાસી બની ગઇ છો. ભાઇના મોતથી તું નથી ધરાઇ કે મને પણ મારવા તૈયાર થઈ છો.

## ૪ નાસી છૂટી

આખરે હું અને શેંગ મળી શક્યા. કરુણાની દેવીના મેળામાં અમે ભેગા થઇ ગયા અને આ ગામથી નાસી છૂટવાની યોજના ઘડી. ત્યાર પછી હુ એટલી ડાહી ડમરી બનીને ઘરમાં છાપ પાડી દીધી કે છોકરીની સાન હવે ઠેકાણે આવી ગઇ છે. શત્રુના શસ્ત્ર વડે જ શત્રુને હંફાવવાની મારી યોજના હતી. મે કહ્યુ કે મા-બાપ સ્વર્ગથી યે વધારે મહાન છે એ સાંભળીને મોટી બહેનને નવાઈ લાગી. તેણે કહ્યું: 'પણ ભણેલા લોકો તો નાસ્તિક હોય છે ને?'

'અરે વાહ! બુદ્ધધર્મના શાસ્રો ભણેલાઓને હાથે જ લખાયા છે ને?' મારો જવાબ સાંભળીને બહેન હસી પડી.

હવે તો કામકાજમા બા પણ મારી સલાહ લેવા માંડી. વીસ વીસ વરસોથી સંઘરી રાખેલ રેશમી કપડાં કાઢીને મને કહ્યું કે તારે જે ફેશનના કપડાં સીવડાવવા હોય તેવા સીવડાવી લે પણ શહેરની વાદે બહુ ટૂંકા સીવડાવીશ તો ગામડાના લોકો હસશે. મને બાની દયા આવી. પોતાની

મૂડી બા પાર્કાને ઘરે મોકલતી હતી પણ દીકરી ત્યાં જવાની નહોતી એ વાત હું જાણતી હતી. મેં બાને નકામો ખર્ચ ન કરવા સમજાવી ત્યારે તેણે કહ્યું 'ડાહી દીકરી! કન્યા વર ન જ માગે. પણ મારે તો ગામમાં નાક ગણવું છે ને? હા. તારી બહેનના આસરીયાની જેમ ઘરના ખેતર વેચીને હું દીકરીનું ગાણું વાળવામાં માનતી નથી. પણ આપણી શક્તિ પ્રમાણે તો સામગ્રી તૈયાર કરવી જ જોઈએ'

બા બાપુના મારી પર ચારે હાથ હતા. હાય રે નસીબ! તેમનું દિલ દુભાવતા મારુ કાળજુ કપીએ કપીએ કપાય છે પણ—પણ બીજો ઉપાય જ નથી. માણસ માત્ર જનો સભ્ય છે. મા-બાપનો પ્રેમ માનવજાતિના કલ્યાણની વચ્ચે આવે ત્યારે તેનાથી દૂર જ રહેવુ પડે છે.

અને મેં પહેલીવાર છટકવાનો પ્રયાસ કર્યો હવે મને આડોશી પાડોશીઓને ત્યા જમવા જવાની છૂટ હતી. એક લગ્નપ્રસંગે હુ અને શેગ જમવા ગયા હતા એટલે બાએ ભાભીને મારી સાથે મોકલી—અર્થાત્ મારી પર નજર રાખવા માટે જ.

પગત રંગમાં આવી ત્યારે હું પેટમાં દુખવાનો ઢોંગ કરીને બાજરૂ ગઇ. મને મદદ કરવાને બહાને શેગ પાછળ આવી અને ત્યાથી અમે નાસી છૂટયા. અમે નાન-તેનનો માર્ગ લીધો પકડાવાની બીકે અમે રસ્તામાં થાક ખાવા પણ ઊભા ન રહ્યા. ત્યાંથી નદી ઓળંગી જઇએ તો પછી ભીખ માગીને પણ ચાગશા પહોંચી જવાશે અમે નાન

તેનના હોડીવાળાઓ જોડે ભાવતાલ ઠરાવતા હતા ત્યારે મેં પાછળ ફરીને જોયું તો મારી બા ટોળીવાળાઓ સાથે ઊભી હતી.

મારી બા નિષ્ણાત એલચીને પણ આંટી દે તેવી છે, અમે અડધો કલાક થયો તો ય બજારૂ જઈને પાછા ન આવ્યા ત્યારે મારી ભાભીના પેટમાં ફાળ પડી. તે પહેલાં શેંગને ઘરે ગઈ અને પછી અમારે ત્યાં આવી. બાએ તેની પૂરી વાત સાંભળ્યા વિના જ ટોળીવાળાઓને તેડું મોકલ્યું અને મહેમાનોની પરોણાગત અધૂરી મૂકીને જ પોતે ટૂંકે રસ્તે નાન-તેનના નદી કિનારે આવી પહોંચી. અમે નાસી ગયા છીએ અને છટકવાનો માત્ર આ જ રસ્તો છે એ વાત તેણે આંખના પલકારામાં નક્કી કરી લીધી અને વધારે દેકારો કરીને નાક કપાવ્યા વિના અમને પાછા શી રીતે લાવવા તેની અણીશુદ્ધ યોજના પણ તેણે ડોળીમાં બેઠાં બેઠાં જ ઘડી કાઢી હતી.

'સત્યાનાશ !' મારાથી બોલાઈ ગયું.

પણ બાનું તો રૂંવાડું ય ફરક્યું નહીં. અમારી આસપાસ લોકોનું ટોળું જામતું જોઈને તેણે હસીને હોડીવાળાને કહ્યું: 'આ બન્ને ભણવા માટે એટલી અધીરી થઈ ગઈ છે કે વરસાદની વાટ જોયા વિના જ ચાલી નીકળી છે. તમે જ કહો છીછરી નદીમાં મુસાફરી કરવાથી નકામા દિવસો બગડે કે નહિ ? મેં કહ્યું બે દિવસ રોકાઈ જાઓ. હવે તમે જ કહો એ સાચું છે કે નહિ ?'

'નહી છીછરી તો છે પણ બાઈસાહેબ હું તેમને સુખરૂપ પહોંચાડી આવીશ.' હોડીવાળાએ નક્કર સત્ય જણાવ્યું. હાથમાં આવેલો રોજગાર સરી જતો જોઇને તે કોચવાતો હતો.

'ના રે ભાઈ... બે દિવસ પછી હું જ તેમને તમારા હાથમાં સોંપી જઇશ.' બા બોલી. 'સાચું કહો છો બહેન નાના છોકરાઓમા અધીરાઇ બહુ હોય છે પણ એમ ઉતાવળે આંબા પાકે નહિ. તમે સુખેથી ઘરે સીધાવો.' નિરાશ બનીને હોડીવાળાએ હસવાનો પ્રયાસ કર્યો.

સંપૂર્ણ હાર માનીને હું પાછી ફરી. બાના કડવા વેણ સહ્યા. અમારા પરાક્રમની વાતો ઠેઠ નાન તેન સુધીના ગામડે ગામડે ચર્ચાતી હતી. જય શ્રી કૃષ્ણ કરીને સૌ એ જ વાત ઉપાડતું: 'સાંભળ્યું ને ? છોકરીઓ જબરી તો ખરી. ધોળે દિવસે સો માણસોની વચ્ચેથી જમતાં જમતાં નાસી ગઇ.'

'હા રે બાપ ! કળિયુગ આવ્યો છે તે દુનિયા રસાતળ જઇને જ રહેશે. કુંવારકા આવી બેશરમ બને એવું કોઈ દિ' સાંભળ્યું'તું તમે ?'

આ બધા ગામગપાટા કાળજીપૂર્વક મને સંભળાવવામાં આવતા. પણ મને તેની પરવા નહોતી. ક્રાંતિકારીએ જાતજાતના અપમાન ગળતાં શીખવું જ જોઇએ.

મને કોટડીમાં પૂરી હતી. છતાં ય માલિકની મરજી અનુસાર વધેરાઇ જતું આ ઘેટું નહોતું, પહેલા પ્રયાસમાં

ન ફાવી તો બીજી વાર કોશિષ કરીશ, ત્રીજી વાર કરીશ, અરે હું સફળ ન બનું ત્યાં સુધી મારા પ્રયત્નો અટકશે જ નહિ. નાનકડી બારીમાંથી દેખાતા નાનકડા આકાશ તરફ જોઈને મેં દૃઢ સંકલ્પ કરી લીધો હતો.

અંધારી રાતે ઝરમર વરસાદ વરસતો હતો ત્યારે મેં ફરી પલાયન થવાનો પ્રયાસ કર્યો. પાણી પીવાનું બહાનું કાઢીને હું ભાભીના ઓરડામાં જઈને સૂતી. ભાભીનું ધાવણું બાળક તેને ભાગ્યે જ પૂરી ઊંઘ લેવા દેતું. થાકી પાકી ભાભીની માંડ આંખ મળી અને લાગ જોઈને હું પાછલે બારણેથી છટકી ગઈ.

આ વખતે મેં નાન–તેનથી ઊંધો જ રસ્તો લીધો હતો. ભસતાં કૂતરાં મારી પાછળ પડયાં. ચોરની માફક મારે પણ કળથી કામ લેવું પડયું. ગામડું છોડીને હું ડુંગર તરફ દોડવા માંડી, અંધારામાં હું લપસી પડી. મારું શરીર ઉઝરડાઈ ગયું હતું. 'ઓ ભગવાન! મને બચાવી લે!' હું ઈશ્વરમાં માનતી નથી. પરંતુ દુઃખના અતિરેક પ્રસંગે માણસ જે સામર્થ્યવાન ગણાતું હોય તેની તરફ અનાયાસે વળી જાય છે.

દૂર દૂરની ઝાડીમાંથી તારા ઝબકારા મારતા હોય એમ મને લાગ્યું. હળવે હળવે એ લાલ તારાઓ મોટા મોટા બનતા ગયા. એ શું હશે? આગીયા હશે કે ભૂતની

તાપણી ? હું ધ્રૂજી ઊઠી. આ ભૂતડા મને ડરાવી ધમકાવી ઘર ભેગી તો કરી નહિ દે ને ? ના. ના. મારે શામાટે ડરવું જોઈએ. હું આગળ ચાલી. આવી કાળ રાતે મને રોકવા આવવાની કોને ઘેલછા લાગી હશે ? પણ એ ઝગ-મગતો પ્રકાશ વધુ ને વધુ નજીક આવતો હતો. હું છુપાઈ જાઉં કે સામી થાઉં ? વચલા ભાઈનું ભૂત તો મને મારગ બતાવવા નહિ આવ્યુ હોય ને ? આવે અણીને ટાણે એ મારી વહારે ધાય તો નવાઇ નહિ. પણ ભૂતની વાતો મારી બુદ્ધિની કસોટીએ પાર ઊતરતી નહોતી. અચાનક મેં બે જબ્બર મશાલો મારી સામે આવતી જોઈ. કોઇ મોટે સાદે બોલ્યું: 'એેલા એ, જે આ રહી-પેલી કોર.'

હું ઊંધી દિશામાં દોડવા લાગી. એ ભૂત હોય કે માણસ પણ મારે તો તેમનાથી દૂર જ રહેવું હતું.

'નાની બહેન, દોડો નહિ. અમે તમને લેવા આવ્યા છીએ. તમારી બા તમારી ચિંતા કરી કરીને અડધા થઇ ગયા છે.'

હાય ! મારી ધારણા ખોટી નહોતી. આ બે જમ-દૂત ફરી મને નરકમાં ઘસડી ગયા. ત્યારે ઘરમાં સૌ જાગતું હતું. કુળદેવતાના મંદિરમાં યે દીવો બળતો હતો.

'કયાંથી મળી આ ડાકણ ? નાખી આવો એને બહાર. મારે તેનું કામ નથી.' બાએ ત્રાડ પાડી ત્યારે તેનું મોં મોત કરતાં ય વધારે વિકરાળ લાગતું હતું. મારી રાંકડી

ભાભીની આંખો સૂઝીને લાલ ઘેલા જેવી બની ગઇ હતી. હું એની તરફ કૃતજ્ઞતા ભરી આંખે જોઇ રહી.

મારાં લગનને હવે વીસ જ દિવસ બાકી રહ્યા હતા. પણ વરરાજાનો પત્તો નહોતો. મારા સાસરીયાવાળાઓ તાર ઉપર તાર કરતા હતા પણ હું પહેલ વહેલી નાનનેન આવી ત્યારે મેં પણ તેને સંદેશો કહેવડાવ્યો હતો કે તેની સાથે પરણવા હું તૈયાર નહોતી. બન્નેના મા-બાપો ચિંતાતુર હતા. બા બાપુની પાસે સતત બળાપો કર્યા કરતી કે મને નિશાળે મોકલી એ જ મૂળ મોકાણ હતી.

શિઆઉ કૅંગ મને પરણવાની ના પાડે એ તો મારા કુટુંબીઓને માટે વેવિશાળ તોડી નાખું તેથી ય વધારે હિણ-પતભર્યું લાગતું હતું.

બાપુને બીક હતી કે મને પરાણે પરણાવવાથી કદાચ હું આપઘાત કરું પણ ખરી. પણ બા કહેતી કે એ તો બધી વાતો. એકવાર સ્ત્રી પુરુષના હાથમાં પડે પછી ભલી ભલી વાઘણો પણ બકરી બની જાય છે. અને આપણો જમાઇ મૂરખો તો નથી ને ? સહેજ લાડ લડાવશે તો દીકરી બધું ય ભૂલીને તેના પગ ચૂમવા માંડશે.

મારી બાની વધારે પડતી અક્કલ જ તેની આડે આવતી હતી. એની દીકરીનું મન સમજવા દેતી નહોતી. મેં ઘણી ય ના કહી તો ય તેણે તમામ કરિયાવર શિઆઉને ઘરે રવાના

કરી દીધો. મેં ત્રીજીવાર છટકી જવાનો પ્રયાસ કર્યો. ત્યારે બાએ બે સુશિક્ષિત દૂતોને મારી પાછળ મોકલ્યા હતા— મારા મોટા ભાઈ અને બનેવી.

'નાન-તેનની શેરીમાં તેમણે મને પકડી પાડી ત્યારે મેં કમ્મરમાંથી કટારી કાઢીને મારા ગળા પર મૂકી અને બોલીઃ 'મેં શપથ લીધા છે કે આ વખતે જો કોઈ મને પરાણે ઘરે લઈ જશે તો હું ત્યાં ને ત્યાં પ્રાણ કાઢી આપીશ.' પણ આંખના પલકારામા એ કટારી મારા હાથમાંથી ભાઇના હાથમાં ચાલી ગઈ.

'જો તું અમારી જોડે પાછી નહિ આવે તો હું જ મરું.' ભાઈ બોલ્યો. 'અને હું પણ,' મારા બનેવીએ ઉમેર્યું.

હું ડોશીના વેશમાં વિચિત્ર તો દેખાતી હતી જ, તેમાં વળી અમારી રકઝક ખાસ્સી બે કલાક ચાલી. અમારી આસપાસ લોકોનું ટોળું વધવા માંડયું હતું. આખરે કંટાળીને હું તેમની જોડે ઘરે આવી ત્યારે બા મને વઢવા ખાતર પણ મારી જોડે બોલી નહિ.

મારા લગ્નનો દિવસ ઝડપી પાસે આવી ગયો હતો. અચાનક એક લાલ રંગની ડોળી અમારા આંગણે આવી.

'વરરાજા પધાર્યા છે! મોં મીઠું કરો!' ઘરમાં દોડાદોડ થતી હતી. કેમ જાણે લશ્કરને છાવણી ઉપાડીને આગેકૂચ કરવાનું ફરમાન મળ્યું ન હોય! મારી મોટી ભાભીના પેટમાં ધ્રાસકો પડ્યો–કદાચ મારા જેવી ધૂની છોકરી સારું નરસું કરી બેસે તો?

'નાની બહેન, લખ્યા લેખ મિથ્યા થતાં નથી. તમારા જેવી ભણેલી છોકરીને પોતાનું શિક્ષણ વેડફી નાખવાનો કોઈ અધિકાર નથી. ભલેને મન ગમતો વર ન મળે પણ તમારી જિંદગી નકામી તો નથી જ.' તે બોલી. માશી બા અને મોટી બહેનની આંખમાં પણ આંસુ હતા. માત્ર બાળકો જ લહેરથી મિઠાઈ ખાતા હતા.

શેંગ પણ મને સમજાવવા આવી. 'મિનકાકા! મમત છોડીને પડ્યું પાન સુધારી લો. મેં પણ જૂનવાણી સમાજની વેદી વર ચડી જવાનું નક્કી કર્યું છે.' તે બોલી

'બૂડી મર–આવી કાયરતા ક્યાથી ફૂટી નીકળી?'

'મારી હિંમત તૂટી ગઈ છે.'

'ભલે તું તારે 'આદર્શ ગૃહિણી' બની જજે. હું મારો લડતનો પથ છોડવાની નથી.'

'તમારા એ પથે શું ઉકાળ્યું એ તો કહો?'

'એ તું નજરે જ જોજે ને!' અમને એક તાંતણે બાંધી રેતું સૂક્ષ્મ બધન અચાનક તૂટી ગયું. એ ક્ષણે હું એની ઘૃણા કરતી હતી. કદાચ એ પણ મારા વિશે એવું જ ધારતી હશે. અમે એક બીજાની તરફ સાશંક નજરે જોતા હતા.

હું ચોથી વાર નાસી છૂટી અને સફળ બની ત્યારે જરા ય ઉતાવળમાં નહોતી. ગામને પાદરે મેં વિદાયગીત જોડી કાઢ્યું:

સલામ–મારા વતન!
હરિયાળી ગિરિમાળા ધારી
ઝરણાંના સુમધુર ઝાંઝર પહેરી
ચિત્રસમા ફળવૃક્ષથી શોભિત
વેલ અને જ્યા દ્રાક્ષ.
ઓ મારા અલૌકિક વતન!

બાળપણના આત્માને તારો નશો ચડ્યો હતો. તે જ મારા મહામૂલા દિવસો વેડફી નાખ્યા છે મારે હૈયે માત્ર તેના ઉઝરડા જ બાકી રહ્યા છે. વિકરાળ વાઘ જેવો જૂનવાણી સમાજ જ્યા અંધકારમાં સૌને ભરખી જાય છે. લડત! લડત! અંતિમ વિજયનો માત્ર એક જ માર્ગ છે–લડત! આખરી સલામ મારા વતન!

## ૫ ઓલામાંથી ચૂલામાં

સારે નસીબે જાતજાતનો કડવો અનુભવ જ લખ્યો હશે તે ઘરની કેદમાથી છૂટીને સરકારી કેદમાં આવી પૂગઈ

હું ચાંગશા પહોંચી તોય શેરગની યાદ મને સતાવતી હતી. તેની માટે કેટલીક સમાજવાદની ચોપડીઓ ખરીદીને ટપલઘરની તરફ જતી હતી ત્યાં બે જુવાનો સાથે મારી મુલાકાત થઇ ગઇ.

'અરે મિન, તું અહીં ક્યાંથી ?' ઓ–સી અને મો લીન મારી જોડે વુ ચેંગમાં હતા. રસ્તાની વચ્ચોવચ ઊભા રહીને અમે છૂટા પડ્યા ત્યારથી આજ સુધીની વાતો કરી નાખી. તેમની જોડે હું તેમની હોટલમાં ગઈ. અને પછી જે બન્યું તે આજે મને સ્વપ્ન હોય તેવું જ લાગે છે. અમારી પાછળ શસ્ત્રધારી પોલીસ ધસી આવી અને મારા હાથમાંથી ચોપડીઓનું બંડલ લઈ લીધું. મારા મિત્રોનો સામાન ફેંદી નાખ્યો અને અમારી પાસે કશો ખુલાસો માગ્યા વિના જ અમને પકડીને થાણા પર પહોંચાડી દીધા. અમારા હાથ કસી કસીને બાંધ્યા હતા. અમને જોઈને રસ્તે ચાલતા લોકો થંભી જતા અને શેરીના બાળકો હુડીઓ બોલાવતા: 'મારો, મારો કમ્યુનીસ્ટોને મારી નાખો.'

'એ સુઆ કમ્યુનીસ્ટોમાં આવી ગભરુ બાળા ક્યાંથી જઈ ચડી.' મેં એક ડોશીનો નિસાસો સાંભળ્યો.

'જલદી ચાલ ! તારા પગ તો સાજા છે ને !' પોલીસે મને ધક્કો માર્યો.

'ચંડાળ ! મને લાત મારે છે ?' મેં ફુત્કાર કર્યો.

'લાત ? હંમ, કાલે તો તારું માથું કાપી નાખીશ !'

અમને તરત જ જેલની કોટડીમાં પૂરી દીધા. અંધારામાં કશુંક મારા પગ તળે ચગદાયુ. 'અરે–આ શું છે ?' હું બોલી.

'તારી જેવું જ એક કાળા માથાનું માનવી.' આળસ મરડીને એક છોકરી ઊભી થઈ.

'માફ કર બહેન. બહારના અજવાળાથી ટેવાયેલી આંખને અહીં બરાબર દેખાતું નથી.'

'હરકત નહિ. મને સહેજ ઝોલું આવી ગયું હતું. તારો શો ગુનો છે?' મારી નિખાલસતાએ તેને જીતી લીધી હતી.

કશો જ નહિ. મને નકામી પકડી લાવ્યા છે.'

'ક્યાંથી?'

'હોટલમાંથી. હું મારા મિત્રોને મળવા ગઇ હતી ત્યાંથી કશી જ પૂછપરછ કર્યા વિના પોલીસે અમારી ધરપકડ કરી છે.'

'બીજા ક્યાં છે?'

'સામેની કોટડીમાં.' મેં એ સી અને મો લીન તરફ આંગળી ચીંધી.

'એમાંથી તારો વર કયો?'

'એકે નહિ. હું તો કુંવારી છું.'

વરસાદની શરૂઆત હતી. ઘાસની પથારી પર હું બેસવા ગઇ ત્યાં હજારો ડંખની વેદના અનુભવી. અવાવરા ઘાસમાં માંકડ મચ્છરનો પાર નહોતો.

'તારા ઘરવાળાઓને લખીને ચોખા ને ચા મંગાવીશ ત્યારે.' એ હસી પડી. એટલામાં હાથમાં પિસ્તોલ રમાડતો જેલર આવ્યો અને મને ન્યાયાધીશની પાસે લઇ ગયો. ચાલીસેક વરસની એની ઉંમર હશે. દેખાવે તો એ માયાળુ

લાગતો હતો, પણ મારી બુદ્ધિ કહેતી હતી કે ન્યાયધીશોને દયા માયા હોતી નથી. તેણે મારા નામઠામ પૂછીને કહ્યું, 'તું કમ્યુનીસ્ટ પાર્ટીમાં કેવી રીતે જોડાઇ? તારી સંસ્થા ક્યાં છે? તું ત્યાં શું કામ કરે છે?'

'શું? તમારી વાત મને સમજાતી નથી. હું તો કેવળ કન્યાશાળાની મામુલી વિદ્યાર્થી છું.'

તેણે કહ્યું કે એવો ડોળ કરવાથી કશુ જ નહિ વળે અને ઉમેર્યું.

'તું કમ્યુનીસ્ટ નથી તો આ કમ્યુનીસ્ટ ચોપડીઓ તારી પાસે ક્યાથી આવી?

'ચોપડીઓની દુકાનમાથી. એને સંઘરવામા પાપ હોય તો પૂછો જઇને એ દુકનદારને.'

'છોકરવાદ છોડી દે. ઝટપટ કબૂલાત આપીને મોકળી થા નહિ તો કાલે તને શૂળીએ ચડાવી દેવામાં આવશે.' તેણે ધમકી આપી.

'મારુ જીવન તમારા હાથમાં છે. તમારે મને મારી નાખવી હોય તો હુ કઈ રોકી શકવાની નથી. પણ કબૂલાત આપવા જેવુ મે કશું કર્યું જ નથી.'

'અમે નિર્દોષોની જાન લેતા નથી કાનૂનની સામે બંડ ખોર બને તેનો જ અહીં વધ થાય છે.'

'પણ મેં ક્યારે કાયદો તોડ્યો?'

'આ રહ્યો તેનો પૂરાવો.' મારી પાસેથી મળેલી ચોપડીઓ બતાવીને એણે ટેબલ ઠોક્યું. 'મારો, એને ચાબખાનો સ્વાદ ચખાડો !' મારી પાસે ઉભેલા માણસ સામે જોઈને એણે રાડ પાડી.

વીંઝાતા કોરડા વચ્ચે કળ ખાઈને હું નીચે ગબડી પડી પણ મારું મૌન ન છોડયું.

'હજી યે નહિ માને તો તારા નસકોરામાં મરચાનુ પાણી રેડીશું.'

રાજદ્વારી કેદીઓ અને ખાસ કરીને કમ્યુનીસ્ટ કેદીઓ પર થતા ક્રૂર દમનની વાતો મેં સાંભળી હતી. બીકના માર્યા બિન કમ્યુનીસ્ટો પણ હા ભણી દેતા અને અનેક નિર્દોષો માર્યા જતા. હું વિચારમાં પડી છું એમ તેણે જોઇ લીધુ અને તત્કાળ બોલી ઊઠયો· 'જલદી કબૂલ કર. મને છેતરવાની કોઇ યુક્તિ વિચારવાની જરૂર નથી તારે મરચાનું પાણી જોઈએ છે ?'

'એમ ડરાવીને મારી પાસેથી કશી કબૂલાત મળવાની નથી ' એટલુ બોલીને હું ફરી ચૂપ બની ગઈ. કારકૂને શું લખી લીધુ તે હું જાણતી નથી. ન્યાયાધીશ તે તપાસી ગયા અને બોલ્યા, 'બસ. આજે બંધ કરો. બીજી વાર આપણે એને વધારે કડવો સ્વાદ ચખાડીશું.'

મને ફરી મારી કોટડીમાં લઈ ગયા. 'તેં શું કહ્યું ?' સળિયા પાછળથી મો લીને પૂછ્યું, પણ તેનો હું જવાબ

આપી શકું તે પહેલાં જ મને બંદૂકનો ગોદો વાગ્યો. મારા મિત્રો ૫રનો મામલો ગંભીર હોય તેમ લાગે છે. કારણ મેં જેલરને રાતપાળીના ચોકીદાર સાથે વાત કરતા સાંભળ્યો છે. 'એમાંનો એક તો કમ્યુનીસ્ટ પાર્ટીનો આગેવાન છે, કાલે તેને ફાંસી થશે.'

અમે માત્ર આંખોને અણસારે જ વાતો કરી શક્યા. એ સૌની આંખમાં આંસુ હતા તે મને ન ગમ્યું. ક્રાંતિના નિયમ પ્રમાણે અમારે આંસુ નહિ પણ લોહી આપવાનું હતું. પહેલી જ કસોટીમાં આ છોકરા રડી પડે છે.

બીજીવાર મને ન્યાયાધીશ પાસે લઇ ગયા ત્યારે પણ મેં એની એ જ વાત કહી. તેઓ મહામહેનતે પોતાનો ગુસ્સો દબાવી રહ્યા હતા. આ વખતે તેમને મારી પર જુદા જ પ્રકારના ત્રાસનો અખતરો કરવો હતો. વિવેકથી તેઓ મને ખાનગી કચેરીમાં લઇ ગયા અને પોતાના મદદનીશોને બહાર મોકલી મારી સાથે એકાંતમાં વાત શરૂ કરી. 'બસ, આપણે નિરાંતે વાતો કરવી છે. લે, તારે સિગારેટ જોઈએ છે ?'

'ના. હું બીડી પીતી નથી.'

'આજકાલના જુવાનીઆ ઊંધે રસ્તે ચડી ગયા છે અને વિના કારણ પોતાના જાન જોખમમાં નાખે છે. તું એક અસાધારણ તેજસ્વી છોકરી છો એ તો દેખાઇ જ આવે છે. ક્ષણિક કમજોરીને કારણે જ તું ખોટે માર્ગે દોરાઈ ગઇ હઈશ. તું તારી ભૂલ સમજે અને સુધરવાની ચીવટ

કાગળ લખવાની છૂટ આપી. એ દિવસોમાં ભાઈ શહેરની ઉત્તરે જ રહેતા હોવાથી તે બીજે દિવસે સવારે જ પોતાના સસરા સાથે મને છોડાવવા આવ્યો.

'પણ મારા મિત્રોનું શું ?' મેં ભાઈને પૂછ્યું.

'અહીં આવ્યા છે તે બે દિવસ ભલેને એ જેલની પરોણાગત ભોગવે.' ભાઈએ કડવાશથી કહ્યું. અને જજને મળવા ગયો.

'હવે કદાચ આપણે છૂટીએ ખરા.'. મેં મારા મિત્રોને કહ્યું.

'તું તો છૂટી જઈશ પણ મને અમારા માટે આશા દેખાતી નથી.' ઓ મી રોતી સૂરત કરીને બોલ્યો.

'મરવું પડશે તો મરી જઈશું એમાં એટલી બધી પચાત શાની' મો લીન લાગણીવશ બનતો હતો.

'નારે ના. આપણા પર એક સરખાં જ આરોપો છે. મને છોડશે તો તમને પણ છોડવા જ પડશે ' મેં દિલાસો આપ્યો.

બે કલાક બાદ મોટાભાઈ એકલા પાછા આવ્યા. મારે માટે જામીનની જોગવાઈ થાય એટલી જ વાર હતી.

'પણ મારા મિત્રોનું શું ?'

'હું જેને જાતે ઓળખતો ન હોઉં તેની ભલામણ કરવા હું તૈયાર નથી.' મારા મિત્રો સાંભળે તેવી રીતે ખાસ ઘાંટો તાણીને ભાઈએ જવાબ આપ્યો

'તો હું અહીં જ રહીશ અને તેમને સાથ આપીશ.'

'પણ તેમની જાન જોખમમાં—'

'તો હું પણ તેમની સાથે ફાંસીની ફરીશ.'

'કારણ ?'

'કારણ કે મારી ચોપડીઓના નિમિત્તે જ એ લોકો આ કેસમાં સંડોવાયા છે. તેમને પાછળ મૂકીને હું શી રીતે બહાર આવું ?' મને ખાતરી હતી કે મારી જાતને જોખમે મોટાભાઈ મારા મિત્રોને અહીં નહિ જ રાખે અને જજ-સાહેબ પણ મારા બાપુના વિદ્યાર્થી હોવાને લીધે ભાઈના બોલને માન આપ્યા વિના રહેશે નહિ. એટલામાં સૌના સદભાગ્યે ઓ સીનો મિત્ર લેન લુન તેની ધરપકડની વાત સાંભળીને ત્યાં આવી પહોંચ્યો અને અમે બધાં સાથે જ-જેલની બહાર નીકળ્યા.

## ૬ મુક્તિ

સન ૧૯૨૮નો એ જમાનો હતો. લોકક્રાંતિનો બંધ તોડીને પ્રતિક્રાંતિ ઠેર ઠેર ધૂંધવતી હતી. મારે મારા કુટુંબીઓ અને મિત્રો પર મારા ગુજરાનનો ભાર નાખવો નહોતો. મારા ભાઈની લાગવગને લીધે મને શિક્ષિકાની નોકરી મળી ગઈ. સ્ત્રીઓ ઊંચા વર્ગોને ભણાવવા માટે નાલાયક છે એવી સર્વ સાધારણ માન્યતા મારા ઉપરીને પણ માન્ય હતી. તેમની જોડે અથડામણ અનિવાર્ય છે એમ મને પહેલેથી જ લાગ્યું હતું. અને બન્યું પણ તેમ જ.

ધડકતા હૈયે મેં મારો પહેલો વર્ગ લીધો. શરૂઆતમાં જ મેં બાળકોને કહી દીધું કે ઊગતી પેઢીને તાલીમ આપવાની પાત્રતા મારામાં નથી. હું તો કેવળ એક મિત્ર-

તેમનાથી વધુ સમજદાર મિત્ર જ બનવા માગું છું. ગુરુ–શિષ્યનો સંબંધ ભૂલીને તેઓ મને પોતાની નાની મોટી મૂંઝવણોમાં ભાગીદાર બનાવે એટલું જ હું ઇચ્છું છું. મને બાળકો બહુજ વહાલાં લાગે છે. તેમની નિર્દોષ પવિત્ર પ્રમાણિકતા કોને મુગ્ધ ન બનાવે? બાળકોના દિલ મેં જીતી લીધા. મારા કામમાં હું પાવરધી બની પણ શાળાના સામાજિક જીવનમાં મને સફળતા મળી નહિ. કારણ મને દંભ અને ડોળ કરતા આવડતો નથી. દુનિયાદારીનું મને ભાન નથી. મુખમેં રામ અને બગલમેં છૂરી સાથે મને ફરતા આવડતું નથી.

અમારી નિશાળમાં શ્રી. વોંગ નામના શિક્ષક પણ સુધારક વિચારના હતા. ક્રાંતિ વિશેની તેમની ઊંડી સમજણને લીધે અમે બીજાઓ કરતા સહેજ વધારે નજીક આવ્યા. જો કે વર્ગો લેવા, બાળકોના નાનાવિધ કાર્યક્રમોમાં ભાગ લેવો અને તેમની નોટબુકો તપાસવામાંથી અમને વાતો કરવાની ફુરસદ તો ભાગ્યેજ મળતી, પરંતુ કુથલીને પૂરાવાની જરૂર ક્યાં હોય છે? મારા ઉપરીને તો મનગમતું બહાનુ મળી ગયું. તેણે જઇને અમારા પ્રિંસિપાલ પાસે ફરિયાદ કરી.

આ પ્રિન્સિપાલ મારા ભાઇના મિત્ર હતા. તેમણે મને બોલાવીને સાવચેત રહેવાની સલાહ આપી.

'ખરું કહું તો તારી કુશળતા અને વિદ્યાર્થીઓનો પ્રેમ સંપાદન કરવાની કળા જ તારી આડે આવે છે. તું જવાબદારી લઇને કામ કરે છે પણ બીજાઓને તારી અદેખાઇ આવે છે.'

સહશિક્ષણ આપતી નિશાળમાં શિક્ષક-શિક્ષિકાઓ વચ્ચે સાધારણ વાતચીત કરવાનો સંબંધ હોય એની કોઇ ના પાડી શકે તેમ નહોતું-પરંતુ પોતાની મતલબ સાધવા ખાતર મારા ઉપરીને રજમાંથી ગજ કરતાં વાર લાગે તેમ નહોતું. વળી મારી જગા પોતાના કોઇ સગાને આપવાની ખટપટમાં તેઓ પડ્યા હતા. આવા મેલા રાજકારણથી કંટાળીને મેં જ રાજીનામું આપી દીધું.

દુનિયાનો પહેલો અનુભવ અતિ કડવો હતો. મને ઠેર ઠેર અંધારું જ દેખાયું. તેના કેટલાક નિયમો અળખામણાં લાગ્યા. જ્યાં જુઓ ત્યાં દંભનો જ દેકારો બોલતો હતો. ઉફ્!

હજી ચીનના ખૂણે ખૂણામાં જૂનવાણી સમાજની પકડ કાયમ હતી. સ્ત્રીઓની-ખાસ કરીને કુવારી કન્યાઓની તેમાં દાળ ગળે તેમ નહોતી. પણ હું હતાશ બની નહોતી. પહેલા અનુભવ દ્વારા એટલું શીખી હતી કે ભયાનક વાસ્તવિકતાની ટક્કર ઝીલવા માટે વધારે અનુભવની જરૂર છે દુનિયા વિશાળ છે. ચાગશા છોડીને દૂર દૂર શાધાઈ જવાનો મારો વિચાર હતો.

મારી બહેનપણી આઇ-ચેન મારી જોડે આવવા આતુર હતી. પણ કમ્યુનીસ્ટ વિરોધી સરકારના કડક પહેરામાંથી છટકીને દેશની બહાર નીકળવું સહેલું નહોતું. શુમ રીને વહાણ પર ચડવામાં બિ. લેન ચુને જે મદદ કરી છે તે કદી ય હું ભૂલી શકીશ નહિ.

'પહેલી વાત તો એ છે કે પોલીસને શું કહેવાના છો

એ નક્કી કરી લો.' લેન ચુન જમાનાનો ખાધેલ માણસ હતો. અડચણની હાડમારીઓ તેનાથી અજાણી નહોતી. પણ અમને શાંત રાખવા માટે તેણે ઉપર ઉપરથી બેપરવાઈનો દેખાવ કર્યો. દસ મિનિટમાં તો એણે વાત ઉપજાવી કાઢી અને અમને અમારા પાર્ટ પઢાવી પણ દીધા.

વહાણ પર પોલીસ આવીને ગઈ ત્યારે ૧૦ વાગવા આવ્યા હતા. શહેરમાં કર્ફ્યુ ચાલુ જ હતો. હવે લેન ચુનને પાછા ફર્યા વિના છૂટકો નહોતો. અમે ભારે હૈયે છૂટા પડયાં.

'હોંકાઉ પહોંચીને તરત જ મને કાગળ લખજે.' તેણે કહ્યું.

'જરૂર. પણ આવતી કાલે સવારના છાપામાં કશીક નવા જૂની સાંભળો તો પછી અમારા કાગળની રાહ જોવા પણ રહેશો જ નહિ.' મેં મશ્કરી કરવાનો મિથ્યા પ્રયાસ કર્યો.

૬

'સલામ ચાંગશા ! આવજે–' હું અને આઈ ચેન હાથમાં હાથ નાખીને અમારા વતનની વિદાય લેતા હતા. સાગરના ક્ષિતિજ પરથી ઉપર આવતા બાલ રવિ સાથે અમારા આશા-ભર્યા નવજીવનના આરંભને અમે પ્રણામ કર્યા.

'બિરાદર હે–પીંગ ! આટલું ખાઈ લો.' મેં ચમકીને પાછળ જોયું ત્યાં એક ખલાસી હાથમાં ભાત અને મચ્છીની તાંબળી લઈને ઊભો હતો.

'તમે ભૂલ કરો છો ભાઈ, મારું નામ એ નથી.' મારું ફોજી નામ સાંભળી જાગેલા ફફડાટને મહામહેનતે અંતરમાં સમાવી દઈને હું બોલી.

'મારા પર વિશ્વાસ રાખો બિરાદર ! હું તમારો મિત્ર છું.' એટલું કહીને ખલાસીએ પોતાની ઓળખાણ આપી. શાન

લીનમાં અમારું દળ ગયું ત્યારે તેણે મને જોઈ હતી. ક્રાંતિની શરૂઆતમાં જ પોતાની મા માંદી છે એવું બહાનું કાઢીને એ જહાજપરની નોકરી છોડીને અહીંથી ચાલ્યો ગયો હતો. હવે ક્રાંતિ કચડાઈ ચૂકયા પછી એ પણ અમારી જેવા અનેક ઊખડી ગયેલ કાર્યકરોની માફક નોકરી ધંધાની શોધમાં હતો. તેના જૂના માલિકો તેના ક્રાંતિકારી જીવનથી અજાણ હતા અને એ અત્યંત બાહોશ ખલાસી હોવાને કારણે તેને પોતાની જૂની જગા મેળવવામાં બહુ મુશ્કેલી પડી નહોતી.

મારા જીવમાં જીવ આવ્યો. મેં તેને શાન લીનના સમાચાર પૂછયા.

'એ કહેવા જેવી વાત નથી. તમારી લોકસેનાના આગમન સાથે લોકોમાં કાયમી મુક્તિની આશા જાગી હતી. પણ એક મહિનામાં જ તેના પર પાણી ફરી વળ્યું. તમારે પીછેહઠ કરવી પડી અને તેઓ હતા તે કરતાં યે વધારે ભયંકર સ્થિતિમાં મુકાઈ ગયા. જાગીરદારોના ગુંડાઓએ તેમના પર ગાંડાતુર બનીને વેર લીધું. વાળ કાપેલી છોકરીઓ તો નજરે ચડે એટલી જ વાર-ધડ ધડ ગોળીઓ છૂટવા માંડતી. હજારો ગરીબોના એ જાલીમોએ પ્રાણ લીધા છે. એમાંથી થોડાંક તો તેમના સાચેસાચ કટ્ટર દુશ્મનો-કમ્યુનીસ્ટો હતા. પણ બાકીના મોટાભાગના લોકો તો સાદા કિસાનો જ હતા. જે હિચકારાઓને આપણે દયા કરીને જીવતા જવા દીધા હતા એ લોકો લોકસેના ગયાની વાત સાંભળીને પાછા આવ્યા અને જાગીરદારોના જાસૂસો બની ગયા. અને એટલે જ આટલા ક્રાંતિકારી સમાજ સેવકો ઘાસની જેમ કપાઈ ગયા-' તેણે નિસાસો નાખ્યો. આ સહિયારા દુઃખસાગરમાં મને મારું દુઃખ તદ્દન નાનકડા ટીપા જેવું જ લાગ્યું. મેં

પેલી રાતે મળેલી મહિલા સંઘની કાર્યકરોની ખબર પૂછી:
'એ સૌ શહીદ બની ગયા.'

'અરેરે! કોણે ધાર્યું હતું કે ક્રાંતિ પણ ચાલ્યા જતા સોહામણા વાદળા જેવી હશે?'

'એમ હતાશ ન બનો' મને દિલાસો આપવાને બહાને એ પોતાના દિલનું પણ સાંત્વન કરતો હતો. 'નવી દુનિયા એરણ પણ ઘડાઈ રહી છે. મહાન યુગ આવી રહ્યો છે, તેને આવકારવા માટે આપણે તૈયાર રહેવુ જોઈએ.'

રણમાં રખડતાને કોઈ મીઠી આકળતું શરબત આપે એવી રીતે મને આ મિત્ર સાંપડયો હતો. પ્રશાંત સાગર, હિમાલય, અરે સમસ્ત પૃથ્વી ઓળંગીને આવતા એકાકી હંસની માફક હું શાંઘાઇ બંદરમાં આવી પહોંચી પણ આ તો મારે માટે કેવળ પહેલુ પગથિયું છે હું ઘરબાર વિનાની રખડું છું.

આ મહાન યાંગસી નદીની તોફાની છોળોની માફક સતત વહ્યે જા! આખરી મુકામે પહોંચવાનો એક જ માર્ગ છે—આગળ અને આગળ ધપે જા! રેતાળ પટ આવે કે ખતરનાક ખડક તારો માર્ગ રોકે તો ય તેને તું વટાવી જઈશ અને જ્યાં જ્યાં તારો સ્પર્શ થશે ત્યાં ત્યાં જડમાં જીવન પ્રગટશે—નવજીવન જાગ્રત થશે.

આગબોટની સીટી મને બ્યૂગલના આવાહન જેવી લાગી.

'ચાલો, તમને તમારા મિત્રો પાસે મૂકી આવું.' ખલાસી ખિશહિરે મારો સામાન ઉપાડીને કહ્યુ. મુક્તિની આશા અંતરમાં નચતી હતી. શ્રમ અને પરસેવાની ઉગ્ર ગંધ વચ્ચેથી પસાર થઈને અમે બંદરની બહાર પગ મૂક્યો. ★